# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ૨૨૮૭
# ઈતિહાસ.

મૂખ્યત્વે કરીને ગુજરાતી પાંચમાં તથા છઠ્ઠા
અને અંગ્રેજી પેહેલા, બીજા તથા ત્રીજા
ધોરણોનાં વિદ્યાર્થીઓને માટે છપાવી
પ્રગટ કર્યો છે.

---



---

આવૃત્તિ ચોથી.

મુંબઈ.
"નિર્ણય-સાગર" છાપખાનામાં છાપ્યું છે.
સંવત ૧૯૪૧—સને ૧૮૮૫.

કીંમત ૬ આના.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.



## પ્રકરણ ૧ લું.

મુસલમાન સરદારોએ આ દેશની લક્ષ્મી અને મોહોટાઇથી મોહ પામીને મોટો ભાગ જીતી લીધો તેની આગમજ ઈરાનના બાદશાહ દારાયસ હીસ્તાસ્પીસે ઈ. સ. પે. ૫૧૮ માં હુમલો કરી સિંધુ નદીના કાંઠે આવેલા મુલકો તાબે કર્યાં હતાં. એની પછી સિકંદર બાદશાહ પંજાબના હાકેમ પોરસને જેલમને કાંઠે હરાવી સટલજ નદી સૂધી વધી આવ્યો ઈ. સ. પે. ૩૨૭.

સિકંદરના મરણ પછી તેના વિશાળ રાજ્યના ભાગ થયા. એમાંનો મોટો ભાગ સેલ્યુકસ નામે તેના એક સેનાપતિને મળ્યો. આ સેનાપતિએ મગધના રાજા ચંદ્રગુપ્ત સામે સ્વારી કીધી, પણ તેમાં કાંઇ ફાવ્યું નહીં ત્યારે તેની જોડે સલાહ કીધી.

ચંદ્રગુપ્તના વખતમાં ભરતખંડમાં સ્વતંત્ર રાજ્યો ઘણાં હતાં. એમાંના ઘણાંક એણે અને એના વંશજોએ વશ કર્યાં. એ કાળે લોક ઉદ્યોગી અને ધનવાન હતા. વિદ્યામાં ભરતખંડની પ્રજા કોઇ બીજી પ્રજાથી પાછળ ન હતી. બ્રાહ્મણો વિદ્યા શિખી ધર્મગુરૂનું કામ કરતા. દેશમાં ભારે હુનર તથા વેપાર ચાલતા. પ્રજા પાળવામાં અને દેશ સુધારવામાં ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક બહુ વખણાયોછે. રસ્તા, ધર્મશાળા, તળાવ, કૂવા, દેરાં વગેરે લોકોપયોગી કામોમાં એણે બહુ નાણું ખરચ્યું. આ

સમયે તિબેટ, બ્રહ્મદેશ, શ્યામ, ચીન વગેરે દેશોમાં બૌદ્ધ ધર્મનો ભારે ફેલાવો થયો. ચંદ્રગુપ્તનું વંશ મૌર્ય વંશને નામે ઓળખાતું હતું. આ વંશની આખરે બૌદ્ધ ધર્મની પડતી થઈ ને તેને ઠેકાણે બ્રાહ્મણ-ધર્મે જોર માર્યું. આ પંથ વધતાં વધતાં એટલો ફેલાવો પામ્યો કે હિમાલય પર્વતથી કન્યાકુમારી અને બ્રહ્મપુત્રથી સિંધુ સુધી બૌદ્ધધર્મી કોઇ રહ્યું નહીં.

મૌર્ય રાજાનું બળ નરમ પડ્યા પછી પંજાબ, સિંધ, અને ગૂજરાત વગેરે શેહેરોમાં રાજા સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા લાગ્યા. મુસલમાનધર્મી રાજા હુમલા કરવા લાગ્યા તે પહેલાં હિંદુસ્તાનની ઉત્તરે છ મોટાં રાજ્યો હતાં. એમાંનાં દરેકને તાબે ઘણાં નાનાં રાજ્યો હતાં. એ છ રાજ્યોનાં નામઃ—પંજાબનું રાજ્ય, દિલ્હીનું રાજ્ય, કનોજનું રાજ્ય, બંગાલાનું રાજ્ય, મેવાડનું રાજ્ય, અને ગૂજરાતનું રાજ્ય. પણ જેમ જેમ ઈસલામી ધર્મનો ફેલાવો થતો ગયો અને ધર્મને બહાને મુસલમાનોએ હિંદુરાજ્યોપર ઉપરા સા-પરી હૂમલા કરવા માંડ્યા તેમ તેમ રજપૂત રાજાનું બળ નરમ પડતું ગયું અને ભરતખંડમાં મુસલમાન રાજ્યનો પ્રવેશ થવા માંડ્યો.

બસરાના સૂબાએ ઈ. સ. ૭૧૨ માં પોતાના સરદાર મહમૂદ કાશીમને લશ્કર આપી સિંધ ઉપર હૂમલો કરવા મોકલ્યો. આ સમયે ત્યાં દાહીર નામે રજપૂત રાજા રાજ કરતો હતો. તેઓ વચ્ચે ભારે યુદ્ધ થયું તેમાં દાહીર માર્યો ગયો ને કાશીમે તેની રાજધાની દેવલનગરને લૂટી તેની વસ્તીનો નાશ કર્યો. તાતાર દેશની એક જાત જેને સેમેનીસ કહેતા હતા તેઓ ખોરાસાનમાં રાજ ચલા-વતા હતા; અને અબ્દુલમુલ્ક તેમનો રાજા હતો. આ રાજાના મરણ પછી કાબુલથી ૮૦ મૈલ દુર ધિજની શેહેરમાં એના ગૂલામ અલપ્તજીને સ્વતંત્રપણે રાજ કરવા માંડ્યું. અલપ્તજીનના મરણ

પછી સબક્તગીન નામે તેનો ગૂલામ તેની ગાદીએ બેઠો. એના મરણ પછી એનો છોકરો મહમદ ઈ. સ. ૯૯૬ માં ગાદીએ આવ્યો.

ધિજની વંશનો પેહેલો બાદશાહ સુલતાન મહમદ ઈ. સ. ૯૬૭ માં જન્મ્યો હતો. આ વખતે હિંદુસ્તાન દ્રવ્યથી ભરપૂર હતું તે હાથ કરવું તથા મૂર્તિપૂજક ધર્મ તોડી ઈસલામી ધર્મ ફેલાવવો એવા હેતુથી એણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારી કીધી.

પેહેલી સ્વારી ૧૦૦૧:—મહમદે ૧૦૦૦૦ વીણી કાઢેલા સ્વારો લઈને પેશાવરની નજદીક લાહોરના જેપાળ રાજા ઉપર સ્વારી કરી ને તેનુ હરાવ્યો. એ રાજાને આગળ સબક્તગીને હરાવ્યો હતો અને આ વખતે મહમદે હરાવ્યો, તેથી પોતાની આબરૂ ધુળ મળી ગઈ એમ સમજી પોતાને હાથે ચેહ ખડકી બળી મુઓ.

બીજી સ્વારી ઈ. સ. ૧૦૦૪:—આ લડાઈમાં મહમદે ભાટીઆના રાજા વિજયરાયને મુલતાનની પાસે હરાવ્યો.

ત્રીજી સ્વારી ઈ. સ. ૧૦૦૫:—મહમદે મુલતાનના સરદાર અબદુલ ફાટલોદીનને હરાવ્યો.

ચોથી સ્વારી ઈ. સ. ૧૦૦૮–૯:—આ સ્વારીમાં મહમદને અટકાવવાને લાહોરનો રાજા અનંગપાળ પોતાના મોટા લશ્કર સહીત દિલ્હી, કનોજ, ઉજ્જન, ગ્વાલ્હેર, કલીંજર, અને અજમેરના રાજાને લઈને આવ્યો. તેઓ વચ્ચે પેશાવર આગળ લઢાઈ થઈ તેમાં બંને તરફવાળાનાં ઘણાં માણસ મરણ પામ્યાં પણ કોઈની પૂરેપૂરી ફતેહ થઈ નહીં. એટલામાં અનંગપાળનો હાથી આગના ગોળાથી ચમક્યો ને પોતાના સ્વારને લઈ રણભૂમીમાંથી નાઠો. આ ઉપરથી એના લશ્કરે એવું અનુમાન કર્યું કે અનંગપાળ પોતાનો જીવ બચાવવા નાઠો હશે, તેથી તેઓમાં ફૂટ પડી અને સઘળા જીવ લઈને નાઠા. મહમદના લશ્કરે તેમની પુઠ પકડી અને તેમનામાંના

ઘણાંકને મારી નાંખ્યા. ત્યાંથી મહમદ નગરકોટ ગયો, ત્યાંના દેરાંનો નાશ કર્યો અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું.

પાંચમી સ્વારી ઈ. સ. ૧૦૧૦:—આ વખતે મહમદે મુલતાન હાથ કીધું.

છઠી સ્વારી ઈ. સ. ૧૦૧૪:—મહમદે જમના ને સરસ્વતી વચ્ચે આવેલા થાનેશ્વરના દેરા ઉપર લૂંટ ચલાવી. એ સ્વારીમાં પણ તેણે સોનું, રૂપું ને ઝવેર ભારે મેળવ્યું.

સાતમી અને આઠમી સ્વારી ઈ. સ. ૧૦૧૫:—મહમદે કાશ્મીરપર બેવાર સ્વારી કીધી; પણ બંને વખત માર ખાઈ પાછું હઠવું પડ્યું.

નવમી સ્વારી ઈ. સ. ૧૦૧૮–૧૯:—આ વખતે મહમદ ૧૦૦૦૦૦ ઘોડેસ્વાર તથા ૨૦૦૦૦ પાયદળ લઈને પેશાવરથી નિકળ્યો અને પંજાબ ઓળંગી કનોજ આવી પોહોંચ્યો. તે કાળે હિંદુસ્તાનના દેશી રાજ્યોમાં કનોજ ઘણું ચઢીઆતું ગણાતું હતું. ત્યાંનો રાજા પોતાને હિંદુસ્તાનનો શેનશાહ કહેવાડતો હતો. એ રાજા લઢ્યા વિના મહમદને શરણે થયો. મહમદ ત્રણ દિવસ ત્યાં રહ્યો ને કાંઈ નુકશાન કર્યા વગર પાછો ફર્યો. અહીંથી નિકળી સુલતાન હિંદુઓના દેવ કૃષ્ણની જન્મભૂમી મથુરા તરફ ગયો અને ત્યાંની સોના તથા ઝવેરથી મઢેલી મૂર્તિનો નાશ કરી, સઘળો ખજાનો ઊંટ ઉપર લાધી તથા ૫૩૦૦૦ કેદીઓ પકડી ધિજની ગયો, અને ત્યાં તેમને બબે રૂપીએ વેચ્યા.

દશામી અને અગીઆરમી સ્વારી ઈ. સ. ૧૦૨૨–૨૩:—કનોજનો રાજા લડ્યા વિના મહમદને શરણે ગયો માટે કલીંજરના રાજા બીજા જેપાળે તેનાપર સ્વારી કરી તેને માર્યો. આ સાંભળી મહમદે કલીંજરના રાજ્ય ઉપર ચઢાઈ કરી અને તે રાજાને હરાવ્યો.

બારમી સ્વારી ઈ. સ. ૧૦૨૪:—આ છેલી સ્વારી મહમદે ગૂજરાતમાં સોમનાથના દેરા ઉપર કરી. અજમેરથી નિકળી ગૂજરાતની અસલી રાજધાની અણહિલવાડ સૂધી વગર અટકાવે મહમદ આવી પોહોંચ્યો. આ દેરાનો બચાવ કરવાને જે રજપૂત રાજા તથા ગૂજરાતના મુખ્ય સરદારો આવ્યા હતા તેમાં ચામુંડનો પાટવી કુંવર વલભસેન તથા તેનો ભત્રિજો ભીમદેવ મુખ્ય હતા. એ લડાઈ ત્રણ દિવસ સૂધી ચાલી તેમાં આખરે રજપૂતો હાર્યા; અને મહમદે દેરામાં પેસી મૂર્તિનો નાશ કર્યો. એ મૂર્તિને સ્નાન કરવા સારૂં એક હજાર મૈલથી ગંગા નદીનું પાણી લાવવામાં આવતું હતું. મહમદ તેની ૬૩ વર્ષની ઉમરે ઈ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો. પોતે એકઠી કરેલી દોલત જોઈને એને ઘણું રડવું આવ્યું. એ વિદ્યા, હુનર ને ખેતીવાડીને ઉત્તેજન આપતો. એણે એક મદ્રેસા સ્થાપી હતી. એના વખતમાં શાહનામાનો બનાવનાર ફીરદુશી વગેરે બીજા વિદ્વાનો થઈ ગયા. એને "આઈકોનોકલેસ્ટ" એટલે મૂર્તિનો તોડનાર કહેછે. એણે એક મસીદ બંધાવી હતી, જેને "સીલેસ ચિઅલ બ્રાઈડ" કહેતા.

મહમદના વંશજો:—સુલતાન મહમદના મરણ પછી એના વંશમાં કુસંપ ચાલવાથી એણે જે જગાઓ જીતી લીધી હતી તે સઘળી હિંદુ રાજાઓએ પાછી હાથ કરી લીધી. એ વંશનો છેલો રાજા ખુશરૂ લાહોરમાં રાજ કરતો હતો તેના ઉપર મહમદ ઘોરીએ ચઢાઈ કરી તે રાજ જીતી લીધું.

## ઘોરીવંશ ઈ. સ. ૧૧૮૪–૧૨૦૬.

### મહમદ ઘોરી ૧૧૮૪–૧૨૦૫.

એ વંશના રાજા પેહેલાં આફગાનીસ્તાનના એક ભાગમાં રાજ કરતાં હતાં. ગિઝની અને હેરાત વચ્ચે આવેલી ઘોર નામની જગા ઉપરથી એ વંશ ઘોરી વંશને નામે જણાવવા લાગ્યું.

શાહબુદીન અથવા મહમદ ઘોરી. એઓમાં એક બળવાન રાજા થઈ ગયો.

એણે બેરામના દીકરા ખુશરૂને લાહોરમાંથી હાંકી કાઢયો અને તે રાજ પોતાને હાથ કર્યું. ઈ. સ. ૧૧૯૩ માં મહમદ ઘોરીએ અજમેર ઉપર ચઢાઈ કીધી પણ ત્યાંના રાજા પૃથુરાજે તેને પાણીપત આગળ હરાવ્યો. આ લડાઈ પછી મહમદ ઈ. સ. ૧૧૯૩ માં એક મોટું લશ્કર લઈ પૃથુરાજની સામો થયો. પૃથુરાજને દિલ્લીના રાજાની મદદ મળી હતી તે છતાં તે થાનેશ્વરની લડાઈમાં હાર્યો, અને માર્યો ગયો. મહમદે ઈ. સ. ૧૧૯૪ માં દિલ્લીના રાજાને હરાવ્યો, અને પોતાના તૂર્ક ગૂલામ કુતબુદીનને ત્યાંનો સૂબો બનાવ્યો. એજ વર્ષમાં એણે કનોજના રાઠોડ રાજા જયચંદરાયને હરાવ્યો અને બનારસ તરફ જઈ ત્યાંનાં સઘળાં દેરાંની મૂર્તિનો નાશ કરી તથા ઘણી લૂટ મેળવી પાછો ફર્યો. સુલતાન મહમદની માફક મહમદ ઘોરીએ હિંદુસ્તાન ઉપર નવ વખત ચઢાઈ કીધી. છેલ્લી સ્વારી કર્યા પછી ધિજની તરફ પાછાં ફરતાં સિંધુ નદીને કાંઠે છાવણી નાંખી સુતો હતો, તે વખતે પંજાબની ઉત્તર તરફના પાહાડોની એક ગકર્સ જાતની ટોળી તેના તંબુમાં પેઠી અને ચોકીવાનને મારી તેને મારી નાંખ્યો ઈ. સ. ૧૨૦૫. એની પછી એનો ભત્રિજો ગાદીએ આવ્યો પણ તેની સત્તા ઝાઝાવાર રહી નહીં.

## ગૂલામી વંશ ૧૨૦૬—૧૨૯૦.

### કુતબુદીન ૧૨૦૬—૧૨૧૦.

મહમદ ઘોરી નસંતાન મુઓ તેથી તે રાજ્યના ઘણા ભાગ થયા. કુતબુદીન દિલ્હીની ગાદીએ બેઠો ને ત્યાં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. એનું વંશ ગૂલામી વંશને નામે ઓળખાવવા લાગ્યું.

એ પેહેલાં નીસાપુરના રેહેવાસીનો ગુલામ હતો. એની બુદ્ધિ ઘણી ચંચળ માલમ પડવાથી એને વિદ્યા ને હુનર શિખવવામાં આવ્યાં હતાં. એના ધણીના મરણ પછી એને શાહબુદીન ઘોરીએ વેચાતો લીધો અને ઘણો વફાદાર, વિશ્વાસુ તથા હિંમતવાન માલમ પડવાથી તેને ધીમે ધીમે મોટે દરજ્જે ચઢાવ્યો. કુતબુદીન ઘણો પ્રમાણીક, ઉદાર તથા દયાળુ હતો. એની બક્ષીસો એટલી બોહોળી હતી કે કોઈ પણ માણસની ઉદારતા વિશે બોલતાં એનું નામ લીધામાં આવેછે જેમકે "આ માણસ કુતબુદીન જેવો ઉદાર છે" એણે દિલ્લીમાં એક મિનારો બંધાવ્યો તેને "કુતબમિનાર" કહેછે. એ ઈ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો આરામ ગાદીએ બેઠો.

## આરામ ૧૨૧૦—૧૦.

એ કુતબુદીનનો છોકરો હતો. એ ઘણો નબળો હોવાથી એના વખતમાં દરેક ઠેકાણે બળવા ઉઠ્યા. એને એના બનેવી અલ્તમસે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો ને પોતે ગાદીપર બેઠો.

## અલ્તમસ ૧૨૧૦–૩૫.

એ એક તુર્કિ ગૂલામ હતો. એ ઘણો હિંમતવાન હોવાથી આગળ જતાં મોટી પદ્વીએ ચઢ્યો અને આખરે કુતબુદીને પોતાની છોકરી એની સાથે પરણાવી. એણે બંગાળા, બાહાર, ગ્વાલ્હેર, ઉજ્જન અને માળવા જીતી લીધાં, અને વિક્રમાજીતનું બાવલું ભાગી નાંખ્યું. એના વખતમાં તુર્કિ લોકોનો સરદાર જંઘીસખાં એક જબરી ફોજ લઈ સિંધુ નદી સૂધીનો સઘળો મુલક ઉજડ કરતો વધી આવ્યો ઈ. સ. ૧૨૧૭. અલ્તમસ ઈ. સ. ૧૨૩૫ માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો રૂક્નુદ્દીન ગાદીએ બેઠો.

## રૂક્નુદ્દીન ૧૨૩૫—૧૨૩૬.

એણે માત્ર સાત મહિના રાજ કર્યું એટલામાં એની બેન રજીઆબેગમે એને ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો.

## રજીઆબેગમ ૧૨૩૬—૧૨૩૯.

એ ઘણી ખુબસુરત, ભણેલી અને ચાલાક સ્ત્રી હતી. જ્યારે અલ્તમસે ગ્વાલ્હેરના કિલ્લા ઉપર હુમલો કીધો હતો ત્યારે પોતાનું રાજ એને સોંપી ગયો હતો. એણે કેટલાક દિવસ સૂધી પોતાનું રાજ બાહાદુરીથી ને નિશપક્ષપાતે ચલાવ્યું; પણ પાછળથી જમાલ નામના ગૂલામ સાથે પ્યારમાં પડવાથી એના રાજમાં બખેડા થયા, અને એક અલતુન્યા નામના તુર્કિ સરદારે તેને કેદ કરી; પણ જ્યારે તેની સાથે પરણવાનો કોલ આપ્યો ત્યારે તે સરદારે તેને છોડી મુકી. ઈ. સ. ૧૨૩૯ માં એના ભાઈ બેરામે એને પાછી કેદ પકડી મારી નંખાવી.

## બેરામ ૧૨૩૯—૧૨૪૧.

એ નબળો અને ઘાતકી રાજા હતો. ઈ. સ. ૧૨૪૧ માં મોગલ લોકોએ લાહોર ઉપર હુમલો કર્યો, તેમાં એ કેદ પકડાયો અને માર્યો ગયો.

## મસુદ ૧૨૪૧—૧૨૪૬.

એ રૂકનુદ્દીનનો છોકરો હતો, અને ઘણો ઘાતકી તથા વિષઈ હતો. એના વખતમાં મોગલ લોક બે વાર ચઢી આવ્યા પણ તેમને એણે હાંકી કાઢ્યા. ઈ. સ. ૧૨૪૬ માં નાશારૂદ્દીન મહમદે તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે બેઠો.

## નાશારૂદ્દીન મહમદ ૧૨૪૬—૧૨૬૫.

આ સુલતાન સદ્ગુણી હતો. એ વિદ્યાને ઉત્તેજન આપતો, પોતાની રૈયતનો બચાવ કરતો, ને ગરીબનો મિત્ર હતો. એ પોતાનો સઘળો વખત અભ્યાસ કરવામાં ગુજારતો. ગ્યાસુદ્દીન બલબન

એનો મુખ્ય પ્રધાન હતો. એના રાજનો સઘળો વહીવટ એજ ચલાવતો હતો. નાશરૂદ્દીન પોતાના વજીરની છોકરી સાથે પરણ્યો હતો. એ એક મોટા રાજનો ધણી હતો તે છતાં પોતાનો સંઘળો ખરચ ચોપડી લખી ચલાવતો, અને કોઈ ચાકર નહીં રાખતાં પોતાના ઘરનો સઘળો વહીવટ પોતાની સ્ત્રી પાસે કરાવતો એવો સાદો હતો.

## ગ્યાંસુદ્દીન બલબન ૧૨૬૫—૧૨૮૯.

નાશરૂદ્દીન મહમદના વખતમાં એણે ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું હતું તેથી નાશરૂદ્દીનના મરણ પછી ઉમરાવોએ એને ગાદી આપી. એ અલ્તમશનો ગૂલામ ને જમાઈ હતો. રજીઆબેગમને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં બેહરામ સાથે એણે મુખ્ય ભાગ લીધો હતો. જંઘીશખાંના હુમલાથી જે રાજા રાજ્ય ત્યાગ કરી નાશી ગયા હતા, તેઓ દિલ્લીમાં આવી એને આશારે રહ્યા હતા. એનો વડો છોકરો વિદ્યાને આશારો આપતો. એની દરબારમાં અમીર ખુશરૂ વિગેરે બીજા મોટા કવિયો અને વિદ્વાનો હતા. મેવાડના રજપૂતો એની સામે થયા, માટે એણે તેઓમાંના એક લાખ માણસોને મારી નાંખ્યા. બંગાળાના હાકેમ તોગ્રલે બળવો કીધો હતો, તે એણે સમાવ્યો. એનો પાટવી કુંવર મહમદ પંજાબમાં મોગલ લોકોની સામે લડતાં માર્યો ગયો. સુલતાન પોતે ૮૦ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૨૮૭ માં મરણ પામ્યો. એણે પોતાના પાટવી કુંવર મહમદના છોકરા કૈખુશરૂને પોતાની ગાદી સોંપી હતી.

## કૈકુબાદ ૧૨૮૯—૧૨૯૦.

ગ્યાસુદ્દીને કૈખુશરૂને રાજ આપવાને કહ્યું હતું તે છતાં ઉમરાવોએ ગ્યાસુદ્દીનના બીજા છોકરા બઘરાખાન જે બંગાળાનો સૂબો

હતો તેના છોકરા કૈકુબાદને ગાદીએ બેસાડ્યો. એ ઘણો આળસુ અને વિષઈ હતો. એણે પોતાના પિતરાઇ ભાઈને મારી નંખાવ્યો. એણે પોતાનું રાજ પોતાના વજીર નીજામુદ્દીનને સોંપ્યું હતું. તે લોકો ઉપર ઘણો જુલમ ગુજારતો અને જેઓ એની સામે થતા તેઓને મારી નાંખતો. કૈકુબાદ ગૂલામી વંશનો છેલ્લો બાદશાહ હતો. એના વખતમાં એટલે ઈ. સ. ૧૨૯૦ માં જલાલુદ્દીન ખિલજી જેને પાછળથી પોતાનો વજીર કીધો હતો, તે આ સુલતાનને તથા તેના છોકરાને મારી નાખી ગાદીએ બેઠો.

## ખિલજી વંશ ૧૨૯૦—૧૩૨૦.

### જલાલુદ્દીન ખિલજી ૧૨૯૦—૧૨૯૫.

એ ખિલજી વંશનો પેહેલો બાદશાહ હતો. એને ફીરોજશાહ પણ કહેતા. અલાઉદ્દીન નામે એક શૂરો પણ દુષ્ટ સરદાર એનો ભત્રિજો થતો. એ સરદારે બુંદેલખંડ તથા માલવામાં ગડબડ મટાડી ત્યાં બંદોબસ્ત કર્યો, તેથી સુલતાને એને અયોધ્યાનો સુબો બનાવ્યો. જલાલુદ્દીનના વખતમાં મોગલો દિલ્હીના ઝાંપા સૂધી ચઢી આવ્યા પણ તેમને હાંકી કાઢ્યા હતા. અલાઉદ્દીન ૮૦૦૦ વિણી કાઢેલા સ્વારો લઇ નર્મદા નદી ઓલંગી દેવગિરી ગયો અને તેના રાજા રામદેવને તાબે કીધો. તેની કનેથી ઇલિચપુર શેહેર તથા પુષ્કળ દ્રવ્ય લઈ એ દિલ્હી પાછો ફર્યો. સુલતાન થોડા સ્વારો સહીત સામો ભેટવા ગયો એટલે તે દુષ્ટ ભત્રિજાએ દગાથી તેને મારી નાંખ્યો. આ ખબર સાંભળતાં તેની બેગમે પોતાના બાળ કુંવર ઈબ્રાહીમની દુવાઇ ફેરવી. અલાઉદ્દીન બાદશાહનો ખિતાબ ધારણ કરી તેની સામો થયો ને તેને તથા બેગમને દગાથી પકડી મંગાવી નિર્દયપણે મારી નંખાવ્યાં.

## અલાઉદ્દીન ૧૨૯૫—૧૩૧૫.

એ સ્વભાવે જંગલી ને ઘાતકી હતો. એને ખુની પણ કહેતા. એના વખતમાં મોગલોએ સાતવાર હૂમલા કર્યા. લડાઇઓમાં જે મોગલો પકડાતા તેને એ મારી નંખાવતો. ઈ૦ સ૦ ૧૨૯૭ માં એણે ગૂજરાત પર ચઢાઇ કરીને તેની રાજધાની અણહિલવાડનો નાશ કીધો. ત્યાંનો રાજા કરણ નાશી ગયો અને તેની રાણી કમળાદેવી જે હિંદુસ્તાનમાં સર્વથી ઘણી ખુબસુરત ગણાતી તેની જોડે એણે પાછળથી લગ્ન કીધું. આ રાણીની છોકરી દિવાળીદેવી દક્ષિણમાં અલીફખાંની સ્વારીમાં પકડાઇ, તેને અલાઉદ્દીને પોતાના વડા છોકરા ખિજરખાં સાથે પરણાવી. ખંભાતમાંથી અલાઉદ્દીને કેટલાક ગૂલામો પકડ્યા હતા તેમાં એક ઘણો રૂપાળો ને બુદ્ધિવાન આદમી નામે કાફુર હતો, તેને અલાઉદ્દીને પોતાનો વજીર કીધો. સુલતાનના ભત્રિજા સુલેમાન, બાદશાહને મારી ગાદીપતિ થવાની કોશેશમાં નિષ્ફળ થયો ને આખરે પોતેજ અલાઉદ્દીનના હાથથી માર્યો ગયો. એણે ઈ. સ. ૧૩૦૩ માં ચિતોડ હાથ કર્યું અને તેના રાજાને કેદ કીધો. ઈ. સ. ૧૩૧૫ માં એના વજીરે એને ઝેર દઈ મારી નાંખ્યો.

## ઉમર ૧૩૧૫—૧૩૧૬.

કાફુરે અલાઉદ્દીનના નાની વયના ચોથા છોકરા ઉમરને ગાદી સોંપી ને તેને નામે પોતે રાજ ચલાવવા માંડ્યું. પણ થોડા વખતમાં અલાઉદ્દીનના ત્રીજા છોકરા મુબારકે કાફુરને હરાવી રાજ્યનો કબજો લીધો.

## મુબારક ઈ. સ. ૧૩૧૬—૧૩૨૦.

એણે પોતાના નાના ભાઇ ઉમરની આંખો ફોડી નંખાવી,

અને જેની મદદથી પોતાને ગાદી મળી હતી તેઓને મારી નંખાવ્યા. ખુશરૂખાં નામના એક હિંદુને એણે પોતાનો વજીર કીધો હતો. મુબારકે દક્ષિણ ઉપર સ્વારી કરી અને રામદેવના જમાઇ હરપાળને પકડી તેની જીવતાં ચાંમડી ઉતારી નંખાવી. એ વિષઇ હતો, અને મોજ શોખમાં મચ્યો રહેતો તેથી એના રાજમાં ઘણા બળવા થયા. એનો વજીર ખુશરૂખાં કેટલાએક હથીઆરબંધ માણસો લેઈ તેના સુવાના ઓરડામાં દાખલ થયો; અને તેને મારી નાંખી પોતે ગાદીએ બેઠો ઈ. સ. ૧૩૨૦. પણ તેજ વર્ષમાં ગાજીખાં તઘલખ નામના પંજાબના હાકેમે ખુશરૂખાંને મારી નાંખ્યો.

## તઘલખ વંશ ૧૩૨૦—૧૪૧૨.

### ઘાજીખાં તઘલખ ૧૩૨૦—૨૫.

ખુશરૂના મરણ પછી ખિલજી વંશનો કોઇ પુરૂષ ગાદીએ આવવાને યોગ્ય નહીં હોવાથી ઉમરાવોએ ખુશીથી પંજાબના હાકેમ ઘાજીખાં તઘલખને સુલતાન ઠેરવ્યો. એ ગાદીપર આવ્યો ત્યારે એનું નામ ગ્યાસુદ્દીન પાડ્યું એણે ખેડુતના હકમાં લાભકારી કાયદા કાઢ્યા. ઈ. સ. ૧૩૨૫ માં બંગાળા તરફથી પાછા ફરતાં એની ઉપર એક ડેરો ટુટી પડવાથી એ મરણ પામ્યો. એ ડેરો શાહજાદા મહમદે ઉભો કર્યો હતો; અને તે વખતે પોતે હાજર નહીં હતો તેથી એવો શક આવેછે કે એમાં એનું કંઇ કાવતરૂં હશે. ગ્યાસુદ્દીને દિલ્હી પાસે તઘલખાબાદ નામે એક કિલ્લો બંધાવ્યો હતો.

## મહમદ તઘલખ ૧૩૨૫—૫૧.

એ ઘણોજ ઉદાર, ચતુર, ને ભણેલો હતો. એની પછવાડેની વર્તણુક એક ઘેલા માણસ સાથ સરખાવી શકાય એવી હતી.

માળવાનો સૂબો એ પાદશાહનો ભત્રિજો થતો હતો, તેની એણે જીવતાં ચામડી ઉતારી નંખાવી. એના રાજ્યમાં જગેજગ બંડ થયાં, તે એ સમાવી શકયો નહીં. એણે ચીન દેશ ઉપર હુમલો કરવા સારૂં એક લાખ માણસનું લશ્કર મોકલ્યું પણ હિમાલય પર્વત ઓળંગતાં સઘળાનો નાશ થયો. એણે પોતાની રાજધાની દિલ્લીમાંથી ફેરવી દક્ષિણે દોલતાબાદમાં લઈ જવાનો ઠરાવ કર્યો, અને પોતાની રૈયતને ત્યાં જઇ વસવાનું ફરમાવ્યું. જ્યારે જુલમ અને ભારે કરથી કંતાળી એની રૈયત જંગલમાં નાસી જતી ત્યારે પોતાના લશ્કર પાસે તેનો શિકાર કરાવતો. એક વખતે એનો દાંત પડી ગયો, તેને બાદશાહી દબદબાથી ડટાવી તે ઉપર એક કિંમતી ઘોર ચણાવી. સિંધમાં બળવા ખોરોની પછવાડે જતાં ઈ. સ. ૧૩૫૧ માં ઠટ્ટા શેહેરમાં એ મરણ પામ્યો. એના મરણ વિશે એવું કહેવાયછે, કે ઇંગ્લાંડના પેહેલા હેનરી રાજાની માફક માછલી ઘણી ખાવી તેથી થયું.

## ફિરોજશાહ ૧૩૫૧—૮૮.

મહમદ તઘલખની પછી એનો ભત્રિજો ફિરોજશાહ ગાદીએ બેઠો. એ પરોપકારી અને દયાળુ હતો. સતલજ નદી ઉપર ફિરોજાબાદ શેહેર વસાવાથી એને ફિરોજુદ્દીન પણ કહેતા. એણે સલાહ સંપથી રાજકારભાર રૂડી રીતે ચલાવી પોતાની રૈયતને સુખી કરી. રૈયતના સુખને સારૂં પુલો, મસીદો, મદ્રેશા, વગેરે કેટલાંએક જાહેર બાંધકામો બંધાવ્યાં; તથા ખેતીની આબાદી સારૂં નેહેરો બંધાવી. એણે પોતાના રાજમાંથી ઘાતકી શિક્ષા કાઢી નાંખી. એ ઈ૦ સ૦ ૧૩૮૮ માં પોતાની ૯૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો.

ગ્યાસુદ્દીન બીજો ૧૩૮૮–૮૯:–એ ફિરોજનો પૌત્ર થતો હતો.

રાજકાજ પ્રધાનોને સોંપી પોતે મોજશોખમાં મચ્યો રહ્યો. એવામાં શહેરમાં બંડ ઉઠ્યું તેમાં તે મરણ પામ્યો.

અબુબકર ૧૩૮૯-૮૯:-ગ્યાસુદ્દીનના મરણ પછી ફિરોજનો અબુબકર નામે બીજો પૌત્ર સુલતાન થયો. એણે ઝાઝા દિવસ રાજ ભોગવ્યું નહીં. ફિરોજનો કુંવર નાશરૂદ્દીન એને મારી ગાદીએ બેઠો. ત્રણ વરસ રાજ કરી નાશરૂદ્દીન મરણ પામ્યો. એની પછી એના છોકરા હુમાયુંએ, શિકંદર નામ ધારણ કરી માત્ર ૪૫ દિવસ રાજ કર્યું. તેની પછી ફિરોજનો પૌત્ર બીજો મહમદ ઈ૦ સ૦ ૧૩૯૨ માં ગાદીએ આવ્યો. એ ઘણો નબળો બાદશાહ થઈ ગયો. એના વખતમાં ભારે બંડ થયાં ને બાકી રહેલા પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થયા. તૈમુર નામના એક તુર્કિએ ઈ૦ સ૦ ૧૩૯૮ માં દિલ્હીપર સ્વારી કરી. મહમદશાહ ગૂજરાત ભણી નાઠો ને તૈમુર દિલ્હીમાં પેઠો. એણે પાંચ દિવસ સૂધી શહેરમાં ભારે લૂટ અને કતલ ચલાવી. દિલ્હી શહેર ઉજડ કરી અને અગણિત બંધવાઓ લઈ પાછો ફર્યો. એના મુખ્ય શેહેરો બુખારા તથા સમરકંદ હતાં. તૈમુર ઈ૦ સ૦ ૧૪૧૩ માં સમરકંદમાં મરણ પામ્યો.

તૈમુરના ગયા કેડે મહમદ ગૂજરાતથી પાછો ફર્યો ને ઈ૦ સ૦ ૧૪૧૨ સૂધી નામની બાદશાહી ભોગવી. એના મરણ પછી રાજ્યનો અધિકાર દૌલતખાં લોદીને હાથ આવ્યો. એના હાથમાંથી ખીજરખાં નામે સૈયદે રાજ્ય છીનવી લીધું ઈ. સ. ૧૪૧૪.

## સૈયદ વંશ ૧૪૧૪—૫૦.

સૈયદ ખીજરખાં ૧૪૧૪-૨૧:-તૈમુરે એને મુલતાનનો સુબેદાર ઠરાવ્યો હતો. એણે દિલ્હી જીતી લઈ સુલતાન પદ ધારણ કર્યા વિના સાત વરસ રાજ્ય કર્યું. એની પછી એનો છોકરો મુબારક ગાદીએ આવ્યો.

સૈયદ મુબારખ ૧૪૨૧–૩૩:–મોગલો એના રાજ્યમાં ચઢી આવતા હતા તેઓને અને રોહીલખંડ તાબે કરવાને એણે લડાઇઓ કીધી. એના વજીરે એને મારી નંખાવી એના ભત્રિજા મહમદને ગાદી સોંપી.

સૈયદ મહમદ ૧૪૩૩–૪૩:–થોડો વખત સૂધી એણે હોંશીયારીથી રાજ કર્યું, પણ પાછળથી મોજ શોખમાં પડયો. જવાનપુર તથા માળવાના સુલતાનોએ એના પ્રાંતો જીતી લીધા. અમીરોએ એની સામે થઇ એના છોકરા આલમ શાહને ગાદી સોંપી.

સૈયદ આલમ ૧૪૪૩–૫૦:–એના વખતમાં બહલોલ લોદીએ દિલ્હીનો કબ્જો લીધો ને આલમે રાજીનામું આપી ગાદી છોડી દીધી.

## લોદી વંશ ૧૪૫૦—૧૫૨૬.

### બહલોલખાં લોદી. ૧૪૫૦–૮૮.

એના વખતથી દિલ્લીનું રાજ્ય સુધરવા લાગ્યું. એણે જોનપુરના સુલતાન સામે ૨૫ વરસ લડાઇ કરી ને આખરે તે પ્રાંત પોતાને તાબે કર્યો. પંજાબથી બંગાળા સૂધીનો મુલક એને તાબે હતો.

### સિકંદર લોદી ૧૪૮૮—૧૫૧૭.

બહલોલખાં લોદીનાં મરણ પછી એનો છોકરો સિકંદર લોદી ગાદીએ બેઠો. એણે બાહાર પ્રાંત પોતાના રાજ સાથે જોડી નાંખ્યો. એના રાજમાં ઘણાં બંડ થયાં તે એણે સમાવ્યાં. એની રાજધાની આગ્રામાં હતી. એની પછી એનો છોકરો ઇબ્રાહિમ ગાદીએ બેઠો.

## ઈબ્રાહિમ લોદી ૧૫૧૭-૨૬.

એ ઘણો નિર્દય અને અભિમાની હોવાથી તેના કારભારીઓને અળખામણો થઈ પડયો. આ કારણથી પંજાબના હાકેમ દોલતખાં લોદીએ બાબરને મદદ બોલાવ્યો. ઈ૦ સ૦ ૧૫૨૬ માં બાબર અને ઈબ્રાહિમને પાણીપતના મેદાનમાં લડાઈ થઈ, તેમાં ઈબ્રાહિમ માર્યો ગયો, અને લોદી વંશનો અંત આવ્યો.

## મોગલ વંશ ૧૫૨૬-૧૮૫૮.

### બાબર. ૧૫૨૬-૧૫૩૦.

એ તૈમુરના વંશનો છઠ્ઠો પુરૂષ હતો, ને ઈ૦ સ૦ ૧૪૮૨ માં જન્મ્યો હતો. કાબુલની ઉત્તરે ફરઘાન નામના પ્રાંતમાં એનું રાજ હતું. એણે ઈ૦ સ૦ ૧૪૯૭ માં સમરકંદ હાથ કર્યું, પણ ઉસ્બેક જાતના તુર્કી લોકોએ એની સામે બલવો કર્યો, અને તે પાછું લઈ લીધું. આ વખતે લોદી વંશનો અભીમાની ને નિર્દય ઈબ્રાહીમ લોદી દિલ્હીમાં રાજ કરતો હતો. એના જુલમથી કંટાળીને પંજાબના સુબા દોલતખાંએ બાબરને મદદે બોલાવ્યો ઈ૦ સ૦ ૧૫૨૯. બાબરે ચોથી સ્વારીમાં એટલે ઈ૦ સ૦ ૧૫૨૬ માં ઈબ્રાહીમને પાણીપતના મેદાનમાં હરાવ્યો, ને પોતે ગાદીએ બેઠો. ઈ૦ સ૦ ૧૫૨૭ માં અજમેર તથા મેવાડના રાજા સંગે એની સામે લડાઈ કરી, તેમાં એ સંગ રાજાને હસનખાં તથા લોદી વંશના બીજા કેટલાક સરદારોએ મદદ આપી હતી. પણ બાબરના લશ્કરે સિકરી આગળ તેના લશ્કરનો ઘાણ વાળ્યો ને હસનખાં માર્યો ગયો. પેહેલાં બાબરે અયોધ્યા તથા બહાર પ્રાંત જીતી લીધાં. ત્યાર પછી એ ચંદેરીના કીલ્લા તરફ ધસ્યો. ત્યાંના હાકેમ મેદનીરાયના હાથ તળે

રજપૂતોએ ઘણું શૂરાતન બતાવ્યું, પણ આખરે જ્યારે તેમનું કાંઈજ ચાલ્યું નહીં, ત્યારે તેઓએ પેહેલાં પોતાનાં બઈરાં છોકરાંને મારી નાખ્યાં અને પછી પોતામાંનાં બધાં માર્યાં ગયાં ત્યાંસૂધી ઘણી બાહાદુરીથી લડ્યા. આ લડાઈમાં તેઓનો સરદાર મેદનીરાય પણ માર્યો ગયો હતો ઈ. સ. ૧૫૨૮.

બાબર ઈ. સ. ૧૫૩૦ ના ડીસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે મરણ પામ્યો. એ ફુલનો ઘણો શોખી હતો, તેથી કાબુલમાં ફુલના માંડવા નીચે નદી કાંઠે એને દાટ્યો હતો. એ દારૂનો પણ ઘણો શોખી હતો. એ ઘણો માયાળુ, ઉદાર, ને ચંચળ હતો. એણે પોતાની રૈયતના સુખને અર્થે તળાવો તથા પાણીની નેહેરો તથા મુસાફરોની સગવડને માટે ઠામ ઠામ ધર્મશાળાઓ બંધાવી હતી; ને આગ્રા, દિલ્હી, લાહોર ને પેશાવર તરફ ટપાલ ચાલુ કરી હતી. એણે પોતાનું ચરિત્ર ઘણી સાદી રીતે તથા અતિશય ભોળાપણાથી લખ્યું છે. એની પછી એનો છોકરો હુમાયું ગાદીએ બેઠો.

## હુમાયું ૧૫૩૦—૧૫૪૦ ને ૧૫૫૫—૧૫૫૬.

એ બાબરનો છોકરો હતો ને ઈ. સ. ૧૫૦૭ માં જન્મ્યો હતો. એણે ઈ. સ. ૧૫૩૫ માં ગૂજરાતના રાજા બહાદુરશાહ સામે પેહેલી સ્વારી કરી ને તેને હરાવ્યો. બહાદુરશાહનો એક મજબુત ડુંગરી કિલ્લો ચાંપાનેર નામનો હતો ને તેમાં પુષ્કળ ખજાનો હતો તેથી તે ખજાનો હાથ કરવા હુમાયુંએ અને તેના સિપાઈઓએ દિલ કર્યું. આ ઉપરથી તે કિલ્લાની દિવાલ ઉપર હુમાયું પોતાના ૩૦૦ સ્વારો સાથે ચઢ્યો. આ કિલ્લો હાથ કરી અને પોતાના ભાઈ મીરજા અસ્કરીને ત્યાંનો સૂબો ઠરાવી હુમાયું દિલ્હી તરફ ગયો; પણ એ દિલ્હી પોહોંચ્યો નહીં એટલામાં તે કિલ્લો પાછો દુશ્મનોએ લઈ લીધો. હુમાયું ગૂજરાતમાં હતો તે વખતે ચુમારના સૂબા શીરખાંની

સરદારી નીચે અફગાન લોક એક મોટું બંડ ઉઠાવ્યું; તેમાં વળી હુમાયુંના ભાઈ હિંદાલ ને કામરાન પણ એની સામે થવાની તૈયારી કરતા હતા. તોપણ અફગાનો સામેની લડાઈમાં હુમાયું જીત્યો ને શીરખાંને સલાહ કરવી પડી. શીરખાં સાથે સલાહ થયા પછી જ્યારે હુમાયુંનું લશ્કર એશારામમાં પડેલું જોયું ત્યારે અફગાનો ચોતરફથી તેમની ઉપર પાછા ટૂટી પડ્યા. ઈ. સ. ૧૫૪૦ માં કનોજ આગળ હુમાયુંની હાર થઈ ને સિંધુ નદીના પશ્ચિમ કાંઠાપર તેને આશારો લેવાની ફરજ પડી. જે રસ્તે થઈને હુમાયુંને જવું પડયું તે રસ્તો ઉજડ હતો, તેથી તથા પાણી અને ખોરાકની તંગાશને લીધે એને ઘણાં દુઃખ ખમવાં પડ્યાં. આવા સંકટની વખતે ઈ. સ. ૧૫૪૩ માં અમરકોટ આગળ એની રાણીને છોકરો અવતર્યો. એ દીકરો તે અકબર જેણે આગળ જતાં મોટું નામ કાઢ્યું. આ વખતે પણ દુશ્મનોનું લશ્કર પાછળ આવી પોહોંચ્યું તેથી પોતાની રાણી અને કુંવરને છોડી હુમાયુંને એકલું નાસવું પડયું. એ ઈ. સ. ૧૫૪૪ માં ઈરાન જઈ પોહોંચ્યો. ત્યાંના બાદશાહ તમસ્પે હુમાયુંને પોતાનો શુની પંથ છોડી શિહા પંથ પાળવો કબુલ કરાવીને આશારો આપ્યો. તેણે પોતાના શાહજાદા મોરાદ મીરજાને ૧૪,૦૦૦ માણસનું લશ્કર આપી તેનું ખોએલું રાજ પાછું મેળવવા હુમાયુંની મદદે મોકલ્યો. આટલી મદદ લઈને ઈ. સ. ૧૫૪૭ ની અંદર હુમાયુંએ પોતાના ભાઈઓના હાથમાંથી કાબુલ, કંદહાર, ને ઘીજની લઈ લીધાં. ત્યાર પછી કામરાને હુમાયું ઉપર વારંવાર હુમલા કીધા પણ કંઈ વળ્યું નહીં તેથી અંતે ગખર લોકોના સુલતાનના મુલક તરફ તે નાઠો. એ સુલતાને એને હુમાયુંને હવાલે કીધો, જેણે ચીરડાઈને તેની આંખો ફોડી નંખાવી ઈ. સ. ૧૫૫૩. આ વખતે દિલ્લીમાં શીરશાહના વંશનો સિંકંદરશુર નામે બાદશાહ રાજ કરતો હતો

તેની સામે હુમાયું થયો ને તેને હરાવી પોતે ગાદીએ બેઠા ઈ. સ. ૧૫૫૫. એ પછી હુમાયું ઝાઝા દિવસ જીવ્યો નહી. પોતાના રંગ મેહેલની સીડી ઉપરથી ઉતરતો હતો એવામાં એનો પગ લપસ્યો ને ત્રણ દિવસ મંદવાડ ભોગવી ઈ. સ. ૧૫૫૬ માં મરણ પામ્યો.

## અફગાન વંશ ૧૫૪૦--૧૫૫૫.

### શીરશાહ ૧૫૪૦—૧૫૪૫.

હુમાયુંને કનોજ આગળ હરાવ્યા પછી ઈ. સ. ૧૫૪૦ માં એ દિલ્લીની ગાદીપર બેઠો. એને "શીરખાં શુર" એટલે સિંહનો ધણી કહેતા, કારણ કે એક વખતે એણે એક સિંહને એક ફટકાથી મારી નાંખ્યો હતો. એણે મારવાડના રાજા માલદેવ સામે હુમલો કીધો ને તેનો રેઝીન નામનો કિલ્લો દગાથી હાથ કરી તેમાંના તમામ હિંદુઓને નિર્દયપણે મારી નંખાવ્યા. એણે ઈ. સ. ૧૫૪૫ માં મેવાડના રાજા સામે હુમલો કીધો ને કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલ્યો, તેમાં દારૂનું પીપ ફાટવાથી એ દાઝયો ને તેજ દિવસે મરણ પામ્યો. એણે પોતાની રૈયતને સારૂં તથા મુસાફરોને સારૂં આગ્રાથી માંડું સૂધી અને બંગાળાથી તે સિંધુ નદી સૂધી રસ્તા બંધાવ્યા; અને તેમાં ઠામ ઠામ કુવા તથા ધર્મશાળાઓ વગેરે બંધાવ્યાં હતાં. મેહેસુલ લેવાની રીતમાં પણ એણે કેટલોક સુધારો કર્યો હતો. એની પછી એનો છોકરો સલીમશાહ ગાદીએ બેઠો.

સલીમશાહ. એ શીરશાહનો છોકરો હતો. એણે ઈ. સ. ૧૫૪૫ થી ૧૫૫૩ સૂધી રાજ કીધું. એણે દિલ્લીમાં એક મેહેલ બંધાવ્યો હતો તેને "સલીમગઢ" કહેછે. એની પછી એનો છોકરો ફિરોઝ ગાદીએ બેઠો.

ફિરોઝ. એ સલીમનો છોકરો હતો. એણે માત્ર થોડાજ

મહિના રાજ કર્યું. એને એના કાકા મહમદ આદિલશાહે મારી નાંખ્યો ને પોતે ગાદીએ બેઠો.

મહમદ આદિલશાહે ૧૫૫૩ થી ૧૫૫૫ સૂધી રાજ કર્યું. પોતાના ભત્રિજા ફિરોઝને મારી નાંખી પોતે ગાદીએ બેઠો. એ ઘણો ઘાતકી હતો. એણે નીચા કુળના માણસોને રાજમાં મોટી મોટીપદ્દી આપી પોતાનો સઘળો ખજાનો ખાલી કર્યો. ત્યાર પછી એણે પોતાના અમીર ઉમરાવની જાગીરો જપત કરી તેથી ઠામ ઠામ બખેડા થયા; અને દિલ્લી, આગ્રા, પંજાબ વગેરે શેહેર એના હાથમાંથી જતાં રહ્યાં. હેમુ નામનો એક શખ્સ જે અસલ દુકાનદાર હતો તેને એણે પોતાનો વજીર કર્યો હતો. એના રાજના પાંચ ભાગ થયા હતા, તેમાંનો એક સિકંદરશુરના હાથમાં હતો. હુમાયુંએ પોતાની આગલી પાદશાહી એ સિકંદરશુરના હાથમાંથી પાછી મેળવી હતી.

## અકબર ૧૫૫૬—૧૬૦૫.

એ હુમાયુંનો છોકરો હતો, ને ઇ. સ. ૧૫૫૬ માં ગાદીએ બેઠો. સિંધમાં અમરકોટ આગળ એનો જન્મ થયો હતો ઇ. સ. ૧૫૪૩. ગાદીએ બેઠો ત્યારે માત્ર ૧૩ વરસની ઉમ્મરનો હતો, તેથી એનું રાજ એનો વજીર બેરામ ચલાવતો હતો. બેરામે સિકંદરશુર તથા મહમદ આદિલીના વજીર હેમુ જાડે પાણીપતના મેદાનમાં લડાઇ કીધી. આ લડાઈમાં હેમુ માર્યો ગયો ને સિકંદરશુર તેને શરણે થયો, ઈ. સ. ૧૫૫૬. આગળ ચાલતાં બેરામે પોતાની સત્તા આડે માર્ગે વાપરવા માંડી. આથી અકબરની તેના ઉપર ઇતરાજી થઈ, ને ઇ. સ. ૧૫૬૦ માં અકબરે રાજની લગામ પોતાના હાથમાં લઇ વજીરના હોદ્દાપરથી તેને બરતરફ કીધો. આ ઉપરથી બેરામ અકબરની સામે થયો, પણ અકબરની ફોજે તેની ફોજને મારી કાઢી. ત્યાર પછી અકબર પા-

સેથી બેસુમાર ખજાનો લઈ બેરામ મક્કે જવા નિકળ્યો, પણ માર્ગમાં કોઈ પઠાણ સરદારે તેને મારી નાંખ્યો. આ પછી ખાંનજહાંન, રાજબાહાદુર, આદમખાં, અબદુલખાં અને અસોફખાં વગેરે અકબરના સૂબા હતા તે અકબરની સામે થયા. ઈ. સ. ૧૫૬૭ સૂધીમાં અકબરે તેમને હરાવી વશ કર્યા. આ કામનો છેડો આવ્યો નહીં એટલામાં જેપુરનો રાજા, જોધપુરનો રાજા અને બાબરની સામે થનાર સંગનો છોકરો ઉદયસીંગ અકબરની સામે થયા. પાંચ વરસ સૂધી લડયા પછી ઈ. સ. ૧૫૭૨ માં અકબરે તેમને તાબે કર્યા. ત્યારપછી એણે કાશ્મીર, સિંધ અને કંદહાર વગેરે હાથ કીધાં. આ વખતે નર્મદા નદીની ઉત્તરનો સઘળો ભાગ અકબરને તાબે હતો. ઈ. સ. ૧૫૯૫માં એણે પોતાના છોકરા મુરાદ તથા વજીર બેરામના છોકરા મીરજાખાંને લશ્કર આપી અહમદનગર જીતી લેવાને મોકલ્યા. આ વખતે ચાંદબીબી નામની એક ઘણી બાહાદુર અને ઘણી લડાયક સ્ત્રી ત્યાં રાજ કરતી હતી. અકબરની ફોજનું આવવું સાંભળ્યું ત્યારે એ બાહાદુર સ્ત્રીએ લોઢાનો બખતર પેહેરી તથા મોહ ઉપર બુરખો નાંખી હાથમાં સમશેર લઇ રણભૂમિપર જઈ પડી, ને દુશ્મનનાં લશ્કરને મારી કાઢ્યું. એવું કહેછે કે એ બાઈની દારૂ ગોલી ખપી ગઈ, ત્યારે સોના રૂપાના નાણાં તથા પોતાની પાસે ઝવેર હતું તે પણ દારૂ ગોલીને ઠેકાણે વાપર્યું. અંતે બંને પક્ષવાળાને સલાહ થઈ પણ તે લાંબો વખત સૂધી ચાલી નહીં. ઈ. સ. ૧૫૯૯ માં ચાંદબીબીને તેના સિપાઈઓએ દગાથી મારી નાંખી ત્યારે અકબરે તે શેહેર ઉપર હુમલો કીધો, ને તાબે કરી ચાંદબીબીના છોકરા બાહાદર નીજામશાહને ગ્વાલ્હેરના કિલ્લામાં કેદ કર્યો. અકબરે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ફેર

નહીં રાખીને તેમને રાજમાં મોટી મોટી પદ્વી આપી. તોડરમલ નામના હિંદુને મેસુલ ખાતાનો ઉપરી કીધો હતો. અકબરે સતી થવાની ચાલ બંધ પાડી, હિંદુઓમાં બાળલગ્ન કરવાની મના કીધી, વિધવાઓને પુનર વિવાહ કરવાની છુટ આપી, તથા કેટલાક ગેરવાજબી કરો અને અઘટીત શિક્ષા કાઢી નાંખી. એણે જજીઆ વેરો રદ કર્યો ને ધર્મસંબંધી જુલમ બંધ પાડ્યા. અકબર કદમાં ઉંચો, ખુબસુરત, અને મીલનસાર હતો. એ બાબરની માફક મુસાફરીનો શોખીલો હતો. એણે બાળપણમાં દારૂનો શોખ લાગ્યો હતો, પણ મોટપણે મિતાહારી થયો હતો. એણે જુદા જુદા ધર્મનો અભ્યાસ કર્યો હતો. એ ઈ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. એને આગ્રા શેહેરમાં દાટ્યો હતો અને તે ઉપર એક સુંદર ઘોર ચણાવી હતી. એના મુખ્ય મિત્રો અબુલફાજલ અને ફીઈજી નામના બે ભાઈઓ હતા. અબુલે "આઇને અકબરી" નામનો એક ગ્રંથ રચ્યો હતો, જેમાં અકબરનું જન્મચરિત્ર તથા રાજનીતિ અને જાહેર તથા ખાનગી કામોનો હેવાલ આપેલોછે. એની પછી એનો છોકરો સલીમ ગાદીએ બેઠો.

## સલીમ ૧૬૦૫—૧૬૨૭.

એ ઈ. સ. ૧૫૬૭ માં જન્મ્યો હતો. એણે ગાદીએ બેસતાંજ "જહાંગીર" એટલે દુનીઆનો જીતનાર એવું નામ ધારણ કર્યું. એનામાં એના બાપના જેવા સદગુણ અને હોંશીયારી નહીં તેથી થોડા વખતમાં એના રાજમાં બખેડા થયા, અને જે મુલકો એના બાપે લીધા હતા તે સઘળા એના હાથમાંથી જતા રહ્યા. એ ઘણો વીષઈ અને બેદરકાર હતો. સલીમ ગાદીએ બેઠો ત્યાર પછી એનો વડો છોકરો ખુશરૂ પંજાબ તરફ જઈ

એક મોટું લશ્કર ભેગું કરી એની સામે થયો, પણ સલીમે તેને હરાવી ગ્વાલ્હેરના કિલ્લામાં કેદ કર્યો, અને તેના ૭૦૦ સોબતિને એક પછી એક એની નજર આગળ સુળીએ ચઢાવ્યા. એના રાજમાં જાણવા જોગ બીના નુરજાંહાંની સાથે એ પ્યારમાં પડ્યો હતો તે છે. ગરીબી હાલતમાં આવી પડેલા કોઈ ઈરાની ઉમરાવની જુવાન રૂપાળી છોકરી જે તેની માની સાથેં અકબરના જનાનખાનામાં જતી તે સુંદર સ્ત્રીથી મોહ પામી જાહાંગીરે તેને પરણવા દીલ કર્યું; પણ તે હલકા કુળની હતી તેથી અકબરે તેને શીરઅફગાન નામના એક ઉમરાવ સાથે પરણાવી દીધી. અકબરના મરણ પછી સલીમે શીરઅફગાનને મારી નંખાવ્યો, ને ઈ. સ. ૧૬૧૧ માં તેની જોડે લગ્ન કર્યું. સલીમે તેને "નુર માહાલ" એટલે "મેહેલનું નુર" તથા "નુરજાહાં" એટલે "જહાનનું નુર" એવું નામ આપ્યું. ઈ. સ. ૧૬૦૭ માં કપતાન હોકીન્સ નામનો ગૃહસ્થ સલીમની દરબારમાં આવ્યો. અહીંઆ તે સલીમનો એટલો તો માનીતો થયો કે સલીમે તેને કેટલીએક જગા ને દર વર્ષે ૩૦૦૦ પૌંડની મેહેસુલ આપવા કહીને પોતાની પાસે રાખ્યો. પણ એ મેહેરબાની ઘણા દિવસ સૂધી ચાલી નહીં. મોક્રીબખાન અને સલીમના વજીર હસનના સમજાવ્યાથી સલીમે તેને દરબાર છોડી જવાનો હુકમ કીધો. ઈ. સ. ૧૬૧૫ માં ઇંગ્લાંડના પેહેલા જેમ્સ રાજાની તરફથી જે બીજો ગૃહસ્થ સલીમની દરબારમાં આવ્યો હતો તે સર ટામસ રો હતો. સલીમની દરબારમાં બીજા જે એલચીઓ આવ્યા હતા તેના કરતાં એને વધારે સનમાન મળ્યું, પણ હોકીન્સની માફક એને પણ દરબાર છોડી જવાનો હુકમ થયો હતો ઈ. સ. ૧૬૧૮. એ સિવાય વીજાપુરના રાજાનો ફરીસતા નામનો એલચી તથા ફ્રેન્ચ મુસાફર બર્નીઅર સલીમની દરબારમાં આવ્યા હતા.

ખુશરૂ, પાર્વીઝ અને શાહાજાંહાં સિવાય નુરજાંહાંનના પેટથી થયલો શેહેરીયાર નામે સલીમનો એક ચોથો છોકરો હતો. આ છોકરાને રાજ મળવાને સારૂં નુરજાંહાં પ્રયત્ન કરતી હતી. આથી શાહજાંહાંએ પોતાના બાપની સત્તામાંથી નિકળી એકદમ બંડ ઉઠાવ્યું; પણ હાર્યો, અને અંતે શાહજાંહાં પોતાના બાપને તાબે થયો. મોબતખાં નામનો એક ઉમરાવ સલીમના બીજા છોકરા પાર્વીઝની પક્ષ ખેંચતો હતો, તેથી નુરજાંહાંએ તેના ઉપર સરકારી નાણા ખાઈ જવાનું તોહોમત મુકી તેને કાબુલ બોલાવી મંગાવાને સલીમને સમજાવ્યો. ઝેલમ નદી આગળ મોબતખાં પોતાના ૫૦૦૦ ચુંટી કાહાડેલા રજપૂત સ્વારો સાથે સલીમ ઉપર તુટી પડ્યો અને તેને કેદ કર્યો. એનો છુટકો નુરજાંહાંથી થયો હતો. કાશ્મીરથી લાહોર જતાં ઈ. સ. ૧૬૨૭ માં રસ્તામાં સલીમ મરણ પામ્યો. એ દારૂનો ઘણો શોખીલો હતો, અને વારંવાર સોના રૂપાથી પોતાની તુલના કરી તે વેહેચી દેતો.

## શાહાજાંહાં ૧૬૨૭—૧૬૫૮.

એ ઈ. સ. ૧૫૯૪ માં જન્મ્યો હતો. પોતાના બાપના મરણની ખબર પડતાં શાહજાંહાંન દક્ષિણથી આગ્રે ગયો. શેહેરીઆર સામો થયો, પણ તેને હરાવી મારી નાંખ્યો. ઈ, સ. ૧૬૨૮ માં દક્ષિણના સૂબા ખાનજાંહાન લોદીએ બાદશાહની સત્તાનો ઈનકાર કર્યો ને વીજાપુર તરફ ગોવળકોંદાના રાજાને પોતાની પક્ષમાં લઈ શાહજાંહાંની સામે થયો. બાદશાહ પોતે તેમની સામો થયો, ને ગોવળકોંદા અને વીજાપુરને તાબેદાર ખંડીઆં રાજ કર્યાં. પોર્તુગીજનાંથાણાં બંગાળામાં હતાં તે એણે લઈ લીધાં; અને તેમનામાંના ઘણાંકને નિર્દયપણે મારી નાખ્યાં.

શાહજાંહાંને ચાર છોકરા હતા, દારા, શુજા, મુરાદ, ને ઔ-

રંગઝેબ ને બે છોકરીઓ હતી તેમાં એકનું નામ પાદશાહ બેગમ અને બીજીનું નામ રોશનરાય હતું. દારા ઉતાવળીઓ અને તામસી હતો; શુજા વીષઈ હતો; મુરાદ મુરખ અને આપમતિઓ હતો; ને ઔરંગઝેબ ઘણો લોભી, બાહોંશ અને લુચ્ચો હતો. ઈ. સ. ૧૬૫૭ માં શાહાજાંહાં માંદો પડ્યો ને જીવવાની આશા નહીં રહી, તેથી તેણે પોતાનું સઘલું રાજ પોતાના પાટવી કુંવર દારાને સોપ્યું. આથી શુજાએ બંડ ઉઠાવ્યું પણ દારાના છોકરા સુલેમાને તેનો કાશી આગળ પરાજય કર્યો. ઔરંગઝેબે પેહેલાં ગોવળકોંદાના વજીર મીર જમાલને તથા બીજા સરદારોને હાથ કરી લીધા; અને મુરાદને એવું ઉંધું સમજાવ્યું કે મારે મારી જીંદગી ફકીરીપણામાં ગુજારવી છે, અને તું બીજા ભાઈઓમાં વધારે યોગ્ય છે માટે નાસ્તીક દારા તથા તેના સેનાપતિ જસવંતસિંઘને જીતી તને ગાદી અપાવવાની મારી ઈચ્છા છે. મુરાદ ભોળવાયો ને પોતાનું લશ્કર તેની સાથે જોડી દીધું. દારાએ પોતાના સેનાપતિ જશવંતસિંઘને તેમની સામે મોકલ્યો, પણ બન્ને ભાઈઓએ ઉજ્જણ આગળ તેનો પરાજય કર્યો. ત્યાર પછી દારા પોતે તેમની સામે થયો, પણ આગ્રા આગળ હાર્યો. તે કંઈ કારણસર પોતાના હાથી ઉપરથી નીચે ઉતર્યો, તેથી તેના લશ્કરે હાથી ખાલી જોઈ દારા લડાઈમાં મરાઈ ગયો એમ સમજી નાસવા માંડ્યું, અને ઔરંગઝેબ ને મુરાદ ફતેહ પામ્યા. આ લડાઈમાં મુરાદ ઘાયલ થયો હતો તેથી રાજનો સઘળો કારભાર ઔરંગઝેબ ચલાવવા લાગ્યો. ત્યાર પછી તે આગ્રે ગયો ને પોતાના બાપ શાહાજાંહાંને નજર કેદ કરી તેનું રાજ છીનવી લીધું ઈ. સ. ૧૬૫૮. શાહાજાંહાં આગ્રામાં કેદ રહી ઈ. સ. ૧૬૬૮ માં મરણ પામ્યો. ઔરંગઝેબે આલમગીર નામ ધારણ કરી દિલ્લીનો બાદશાહ છે એવું જાહેર કીધું ઈ. સ. ૧૬૫૮. પેહેલાં તેણે દગાથી મુરાદને કેદ કીધો

ને પછી જૂઠું બાહનું કાહાડી મારી નંખાવ્યો. પાછળથી શુજા ઔરંગ-જેબની સામો થયો પણ કજવા આગળ હાર્યો ઇ. સ. ૧૬૫૯. શાહજાં-હાંએ દિલ્લીમાં મોટી મોટી ઇમારતો તથા મસીદો બંધાવી હતી. તેણે પોતાને માટે હીરા મોતી તથા માણેકથી મઢેલું એક તખ્ત કરાવ્યું તેમાં સાડા છ કરોડ રૂપીઆ ખરચ્યા તથા પોતાની બેગમ મુમતાજ-મહેલની યાદગીરી સારૂં પંચોતર લાખ રૂપીઆ ખરચી આગ્રાની અંદર એક સુંદર ઇમારત બંધાવી તેને તાજમેહેલ કહેછે.

## ઔરંગજેબ ઈ. સ. ૧૬૫૮—૧૭૦૭.

એ ઇ. સ. ૧૬૧૮ માં જન્મ્યો હતો. પોતાના ભાઈઓને મારી નાંખી તથા પોતાના બાપને કેદ કરી ઇ. સ. ૧૬૫૮માં ગાદીએ આવ્યો. ગાદી ઉપર બેઠા પછી એણે "આલમગીર" એટલે દુનિ-યાનો જીતનાર એવો ખિતાબ લીધો. તેની ગાદીનો દાવો કરનારા સઘળા મરણ પામ્યા હતા, તોપણ એ ઝાઝીવાર નીરાંતથી બેસી શક્યો નહી. દક્ષિણમાં સિંહાદ્રી પર્વતની હારમાં કોકણ કરીને પ્રાંત છે ત્યાં એક ઘણો હુંશિયાર, ચતુર અને શૂરો શિવાજી નામનો સર-દાર હતો. ઇ. સ. ૧૬૨૭ માં શ્યુનગી નામના પાહાડ ઉપર એ જ-ન્મ્યો હતો. ઔરંગજેબ ગાદી ઉપર આવ્યો તે પેહેલાં એણે લડાઈ કરી દક્ષિણમાં ઘણી સત્તા મેળવી હતી.

ઇ. સ. ૧૬૬૫ માં ઔરંગજેબે પોતાના સરદાર શાહીસ્તાખાંને એક લશ્કર આપી શિવાજીને વશ કરવા મોકલ્યો. આ સરદારે તેના ઘણાએક કિલ્લા જીતી લીધા ને સિંગર આગળ તેને હરાવ્યો. ઔરંગજેબ જોકે જીવતાં સૂધી મરાઠા સાથે લડ્યો હતો, તોપણ એ તેમને પુરેપુરા વશ કરી શક્યો નહીં.

એણે હિંદુઓના દેરાંનો નાશ કીધો, તેમાંની મુર્તિઓ ભાંગી-નાખીને તે ઠેકાણે મસીદો બંધાવી.

અકબરે હિંદુઓને જજીઆવેરામાંથી છુટા કીધા હતા તે ઔરંગઝેબે પાછો લેવા માંડયો. આથી રજપૂતોના દીલ ઉશકેરાયાં. દુરધાદાશ તથા મેવાડ ને જેપુરના રાજા રામશીંગની સરદારી હેઠલ શૂરા રજપૂતો તેની સામે થયા. ઔરંગઝેબે પોતાના છોકરા મોઆઝીમ, એઝીમ, અને અકબરને તેમની સામે મોકલ્યા; પણ દુરધાદાસે અકબરને તેના બાપની ગાદીપર બેસાડવાને મદદ આપવા કરી પોતાની તરફ ખેંચી લીધો, ને તેના બાપની સામે હુમલો કરવા મોકલ્યો. એ લડાઈમાં અકબરની હાર થઇ તેથી તેણે કોકણમાં જઈ શિવાજીના છોકરા સંભાજીનો આશરો લેવો પડયો, જેણે તેને દગાથી મારી નાંખ્યો ઈ. સ. ૧૭૦૬. ઔરંગઝેબે વીજાપુર, અહમદનગર, ગોવળકોંદા, કંજેવરામ, સતારા સર કર્યા. ઈ. સ. ૧૭૦૧ માં સર વિલિયમ નોરીસ નામનો અંગ્રેજી એલચી ઔરંગઝેબની દરબારમાં આવ્યો. ઔરંગઝેબને એવી બીક રહેતી હતી કે જેવી રીતે મેં મારા બાપને દુઃખ દીધુંછે તેવી રીતે મારા છોકરાઓ મને દુઃખ દેશે, તેથી મરતાં સૂધી તેમને પોતાની પાશે આવવા દેતો નહીં. એનો જીવ જતાં પેહેલાં એણે જે જે પાપ કર્યાં હતાં તે સાંભરી આવ્યાં, તેથી હવે એના શા હાલ થશે તેની એને ચિંતા થઇ. મરાઠા સાથે લડતાં દિલ્લીના રાજનો પાયો એણે નબળો કરી નાંખ્યો હતો; અને વળી એના પછી આવનારાઓમાં રામ નહી તેથી ઇરાનના બાદશાહ નાદીરશાહે હુમલો કરી હજારો માણસને મારી નાંખી લોહીની નીકો વેહેવડાવીને એ રાજનો નાશ કર્યો ઈ. સ. ૧૭૩૮. ઈ. સ. ૧૭૦૬ માં ઔરંગઝેબ અહમદનગર ગયો, ત્યાં તે ૧૭૦૭ માં મરણ પામ્યો. એના મરણ પછી એના છોકરા વચ્ચે ગાદી માટે લડાઇ થઇ તેમાં એનો વડો છોકરો શાહઆલમ ગાદીએ બેઠો.

### શાહ આલમ ઈ. સ. ૧૭૦૭—૧૭૧૨.

ઔરંગઝેબના મરણ પછી એનો વડો છોકરો શાહ આલમ ગાદીએ આવ્યો. એને બાહાદૂરશાહ પણ કેહેતા. એના વખતમાં રજપૂતોએ જજીઆ વેરો આપતો બંધ પાડ્યો. એણે સઘળો વખત શીખ લોકો સામે લડવું પડ્યું હતું તેમાં બન્ને પક્ષવાળાને ભારે નુકશાન થયું હતું.

### જાંહાંદારશાહ ઈ. સ. ૧૭૧૨—૧૭૧૩.

એની પછી જાંહાંદારશાહ ગાદીએ બેઠો. એ ઘણો વિષઈ હતો, તેથી એની રૈયતે એની સામે બલવો કરી બાહાદૂરશાહના પૌત્ર ફરૂકશીરને ગાદીએ બેસાડ્યો.

### ફરૂકશીર ઈ. સ. ૧૭૧૩—૧૭૧૯.

એણે આગલા રાજા જાંહાંદારશાને ઈ. સ. ૧૭૧૩ માં આગ્રાની લડાઈમાં હરાવ્યો, ને સૈયદ હુસૈનઅલી અને સૈયદ અબદલ્લાની મદદથી પોતે ગાદીએ બેઠો. પણ પાછળથી તેઓની સામે થવાથી તેઓએ એને ઈ. સ. ૧૭૧૯ માં મારી નાંખી બે બાળક રાજાઓને ગાદીએ બેસાડ્યા. તેઓ માત્ર થોડા મહીના ગાદીએ બેઠા એટલામાં મરણ પામ્યાં.

### મહમદશાહ ઈ. સ. ૧૭૧૯—૧૭૪૮.

એના વખતમાં ઈરાનના રાજા નાદીરશાહ દિલ્હી પર ચઢી આવી અને મુગલો ઉપર કનાળ આગળ ભારે યુદ્ધ મેળવી મોગળ રાજ્યનો પાયો નબલો કરી મુક્યો ઈ. સ. ૧૭૩૮. પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા કરતાં લૂટ મેલવવાનો એનો હેતુ વધારે હતો. એટલા માટે જ્યારે મહમદશાહે એને બેસુમાર ખજાનો આપવા જણાવ્યો ત્યારે ખુશીથી કબુલ કરી પોતાના લસ્કરને લડાઈ કરતાં બંધ પાડ્યું. પણ આ વખતે એવી બુમ ઉડી રહી કે નાદીરશાહ મરણ

પામ્યો, જેથી મોગલો એના લશ્કર પર તુટી પડ્યા અને ઘણાંકને મારી નાખ્યાં. આ ખબર પડતાં નાદીરશાહનો ગુસ્સો રહી શક્યો નહીં અને પોતાના લશ્કરને મોગલો ઉપર કતલ ચલાવવાને છુટ આપી. શાહાજાંહે પોતાને માટે જે અમૂલ્ય તખ્ત કરાવ્યું હતું તેનો એણે નાશ કર્યો અને લુટી લીધું. એ દિલ્હીમાંથી એટલો ખજાનો લૂટી લાવ્યો હતો કે પોતાની ઇરાની રૈયત પાસેથી એક વર્ષ સૂધી કર લેતો બંધ કીધો હતો. આ બનાવ પછી મહમદશાહની સત્તા ફકત નામનીજ હતી, તથા એના ઘણાંક રાજ્યો એના હાથમાંથી જતાં રહ્યાં હતાં.

## પાણીપતની છેલ્લી લડાઇનું વર્ણન•

આ વખતે એટલે ઈ. સ. ૧૭૬૦ માં ત્રીજા પેશવા બાલાજી બાજીરાવના વખતમાં મરાઠાઓની સત્તા ઘણી વધી ગઈ હતી. તે-ઓનું જોર નરમ પાડવા આફ્ગાન જાતનો સરદાર અહમદશાહ બાહાર પડયો. એ સરદારનું રાજ પેહેલાં કંદહારમાં થયું હતું. એણે પાછળથી પંજાબ અને મુલતાન હાથ કર્યાં હતાં. શિવદાસરાવ જેણે ઈ. સ. ૧૭૬૦ માં ઉદગીરની લડાઈમાં મોગલોને હરાવ્યા હતાં, તેણે લાહોર હાથ કર્યું એવી ખબર પડતાં અહમદશાહ એક મોટા લશ્કર સાથ એની સામો થયો. શિવદાસરાવને આ લડાઈમાં રજપૂતો, પીંઢારી અને ઘણા ખરા સઘળા હિંદુરાજાઓથી મદદ મળી હતી, જ્યારે રોહીલા લોકો તથા અયોધ્યાના નવાબ અહમદશાહને જઈ મળ્યાં હતાં, બન્નેનું લશ્કર પાણીપતના મેદાનમાં જઈ મળ્યું. ત્યાં ઈ. સ. ૧૭૬૧ માં એક ભારે યૂદ્ધ થઈ રહ્યું. પેહેલાં તો એવું જણાયું કે મરાઠાનો જય થશે, પણ પાછળથી આફ્ગાનોએ ભારે શૂરાતન બતાવ્યું અને મોટા ઉમંગથી લડ્યા એટલે મરાઠાઓ શિવદાસરાવને

છોડી ગયા ને અફગાનોનો જય થયો. એવું કહે છે કે આ લડાઇમાં બે લાખ મરાઠાઓ માર્યા ગયા હતા.

## હિંદુસ્તાનના ઇતિહાસમાં મહમદશાહના રાજ્ય સૂધી સાલવાર બનેલી લડાઈઓ.

| વર્ષ | લડાઈ | કોણની વચ્ચે | પરિણામ (જીતનારા) |
|---|---|---|---|
| ઇ.સ.પૂર્વે | | | |
| ૫૦૦૦ | પાણીપત | પાંડવ—કૌરવ | પાંડવ |
| ૩૨૭ | જેલમ | શિકંદર—પૌરવ | શિકંદર . |
| ઈ.સ. | | | |
| ૧૦૦૧ | પેશાવરની પેહેલી | મહમદ ઘિજની—જેપાળ | મહમદ |
| ૧૦૦૮ | ,, બીજી | ,, અનંગપાળ | ,, |
| ૧૦૨૪ | સોમનાથ | ,, ભીમ | ,, |
| ૧૧૯૩ | પાણીપત. | મહમદ શાહબુદીન—પૃથુરાજ | પૃથુરાજ |
| ૧૧૯૩ | થાનેશ્વર | ,, ,, ,, | શાહબુદીન |
| ૧૫૨૬ | પાણીપત | બાબર-ઈબ્રાહીમ લોદી | બાબર |
| ૧૫૨૭ | સિકરી | ,, રજપૂત (સંગની સરદારી તળે) | ,, |
| ૧૫૪૦ | કનોજ | શીરશાહ—હુમાયું | શીરશાહ |
| ૧૫૫૬ | પાણીપત | બેરામ—હેમુ, શીકંદર શૂર | બેરામ |
| ૧૬૨૬ | જેલમ | જાહાંગીર—મોહબતખાં | મોહબતખાં |
| ૧૬૫૭ | કાશી | દારા—સુજા | દારા |
| ,, | આગ્રા | ઔરંગજેબ—દારા | ઔરંગજેબ |
| ,, | ઉજ્જણ | મોરાદ, ઔરંગજેબ-જસવંત સિંઘ | મોરાદ ઔરં० |
| ૧૬૫૯ | કજવા | ઔરંગજેબ (આલમગીર)—સુજા | આલમગીર |
| ૧૬૬૫ | સીંગર | મોગલ—શિવાજી | મોગલ |
| ૧૭૧૩ | આગ્રા | જહાંદારશાહ—ફરૂખશીયર | ફરૂખશીયર |

| વર્ષ | લડાઈ | કોણની વચ્ચે | પરિણામ (જીતનારા) |
|---|---|---|---|
| ૧૭૨૦ | શાહાપુર | સૈયદ–અબદલ્લા, નિજામ | સૈયદ |
| ૧૭૩૮ | કર્નાલ | નાદિરશાહ–મોગલો | નાદિરશાહ. |
| ૧૭૪૮ | સરહીંદ | મોગલો–અહમદશાહ અબદલ્લી | મોગલો. |
| ૧૭૬૦ | ઉદગીર | મરાઠા–મોગલો | મરાઠા. |
| ૧૭૬૧ | પાણીપત | મરાઠા–અહમદશાહ અબદલ્લી | અહમદશાહ. |

૯૬૭ મહમદ ધિજનીનો જન્મ થયો.
૧૦૩૦ મહમદ ધિજની મરણ પામ્યો.
૧૧૯૩ પાણીપતની લડાઈ. મહમદ શાહબુદ્દીન પૃથુરાજથી હાર્યો.
૧૧૯૩ થાનેશ્વરની બીજી લડાઈ. પૃથુરાજ શાહબુદ્દીનથી માર્યો ગયો.
૧૨૧૭ તાતાર જાતના સરદાર જંઘીસખાંએ દિલ્હીપર સ્વારી કરી.
૧૩૯૮ મોગલ લોકનો સરદાર તૈમુર દિલ્હી ઉજડ કરી પાછો ફર્યો.
૧૪૮૨ બાબરનો જન્મ થયો.
૧૫૨૬ પાણીપતની લડાઈ. ઈબ્રાહીમ લોદી બાબરને હાથે માર્યો ગયો.
૧૫૨૭ સિકરીની લડાઈ. બાબરે સંગની સરદારી તળે રજપૂતોને હરાવ્યા.
૧૫૨૮ બાબરે ચંદેરીના કિલ્લાપર ઘેરો ઘાલ્યો.
૧૫૩૦ બાબર મરણ પામ્યો.
૧૫૪૦ કનોજની લડાઈ. શીરશાહ હુમાયુંને હરાવી દિલ્લીનો શેહેનશાહ થયો.
૧૫૪૩ અમરકોટ આગળ અકબરનો જન્મ થયો.
૧૫૫૬ હુમાયું મરણ પામ્યો.
૧૫૫૬ પાણીપતની લડાઈ. હેમુ બેરામના હાથે માર્યો ગયો.
૧૫૬૦ અકબરે બેરામખાંના હાથમાંથી રાજસત્તા લીધી.
૧૬૦૫ અકબર મરણ પામ્યો.
૧૬૧૧ જાંહાંગીર નુરજાંહાં સાથે પરણ્યો.

૧૬૨૬ મોબતખાં નામના સરદારે સલીમને કેદ કરી લીધો.
૧૬૨૭ સલીમ મરણ પામ્યો.
૧૬૨૭ શિવાજીનો સ્યુનરીના કિલ્લામાં જન્મ થયો.
૧૬૫૭ શાહજાંહાં માંદો પડયો.
૧૬૫૮ ઔરંગજેબે પોતાના બાપ શાહજાંહાં અને મોરાદને કેદ કીધા.
૧૬૬૫ મોગલ લોકે શિવાજીને સીંધર આગળ હરાવ્યો.
૧૬૬૫ રેઘર આગળ શિવાજી મરાઠાનો રાજા થયો.
૧૬૬૮ શાહજાંહાં મરણ પામ્યો.
૧૬૮૦ શિવાજી મરણ પામ્યો.
૧૭૦૭ ઔરંગજેબ અહમદનગરમાં મરણ પામ્યો.

પેશવા.

| | |
|---|---|
| બાબાજી વિશ્વનાથ. | ૧૭૧૪–૨૦ |
| બાજીરાવ પહેલો. | ૧૭૨૦–૪૦ |
| બાલાજી બાજીરાવ. | ૧૭૪૦–૬૧ |
| માધવરાવ. | ૧૭૬૧–૭૨ |
| નારાયણરાવ. | ૧૭૭૨–૭૩ |
| માધવરાવ નારાયણ. | ૧૭૭૩–૯૫ |
| બાજીરાવ બીજો. | ૧૭૯૫–૧૮૧૮ |

# પ્રકરણ ૨ જું.

## યુરોપિયન લોકોનાં થાણાં.

### પોર્ટુગાલ.

ઇસવી સનના પંદરમા સૈકાની આગમજ યૂરોપના લોકો જોડે હિંદુસ્તાનનો વેપાર સામ સામી ચાલતો ન હોતો, પણ આરબ લોકો આ દેશથી માલ લઇ મિસર તથા તુરકસ્તાનના લોકોને આપતા, તેઓ જીનોવા તથા વેનીશના લોકોને વેચતા, ને અહીંથી યૂરોપમાં બધા દેશમાં ફેલાતો. પંદરમા સૈકાની સરૂઆતમાં આખા યૂરોપમાં સાહસ કામ કરી આ લાભ મેલવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તેનો ફાયદો પોર્ટુગાલના લોકોને પેહેલો મળ્યો.

ઇ. સ. ૧૪૮૭ માં બાર્થેલોમ્યુ ડિયાજ-નામના પોર્ટુગીજ વહાણ વટીએ આફ્રિકાની દક્ષિણની ભૂશિરની પ્રદક્ષિણા કીધી, અને ત્યાં તોફાન નડવાથી તેણે તેનું નામ "તોફાની કેપ" ઠેરાવ્યું. પણ એ રસ્તેથી હિંદુસ્તાન જેવા માતબર દેશ સાથનો વેપાર ખુલ્લો થશે, એવી આશા પડ્યાથી પોર્ટુગીજના ઇમાન્યુએલ રાજાએ તેને "સારી આશાની ભૂશીર" (કેપ આવ ગુડ હોપ) એવું નામ આપ્યું.

૧૪૯૭ માં પોર્ટુગાલના ઈમાન્યુઅલે વાસ્કોડીગામાને હિંદુસ્તાન જવાને કેટલાક વાહાણો આપી મોકલ્યો. તે કાલીકટ આગળ મોટા દબદબા સાથે ઉતર્યો. ત્યાંના રાજાએ પેહેલાં તો તેને ઘણું માન આપ્યું, ને તેને તેના કામમાં મદદ કરવા હા કહી; પણ

પછવાડેથી પોતાની રૈયતના સમજાવાથી તે દરેક બાબદમાં તેની સામો થવા લાગ્યો. આ લાભકારી વેપાર ચાલુ રાખવાને પોર્ટુગાલના રાજાએ કાબ્રાલ નામે સરદારને મોકલ્યો.

ઈ. સ. ૧૫૦૦ માં એને તોફાન નડવાથી એનાં વહાણો પશ્ચિમ તરફ ઘસડાઈ ગયાં, જેથી બ્રાઝિલ તેને હાથ લાગ્યું. ત્યાર પછી તે કાલીકટ આગળ આવી પોહોંચ્યો, જ્યાંના રાજાએ તેને મોટા માન સાથે પોતાના દેશમાં દાખલ કીધો ને તેની સાથે ભારે દોસ્તી ભાવ બતાવ્યો. પણ આ મેહેરબાની ઝાઝા દિવસ ચાલી નહીં. તે રાજાએ તેની કોઠીનો નાશ કીધો ને તેમનામાંના ૫૦ માણસોને મારી નંખાવ્યા. આથી કેબ્રાલ ઠેકાણે ઠેકાણે આગ લગાડીને કોચીન તથા કાનાનોર તરફ નિકળી ગયો.

ઈ. સ. ૧૫૧૦ માં આલફાન્સો આલબુકર્ક હિંદુસ્તાન માંહેલા પોર્ટુગીઝ સંસ્થાનોનો સૂબો ઠર્યો. એણે ગોવા, મલાક્કા ને ઓરમઝનો બેટ વગેરે લઈ લીધાં. એ ૧૫૧૫ માં ગોવામાં મરણ પામ્યો. પાછળથી પોર્ટુગીઝ લોકોની સત્તા કમી થતી ચાલી. તેઓના સંસ્થાનો એક પછી એક જતા રહ્યા ને તેઓનો હિંદુસ્તાન સાથનો સઘલો વેપાર વલંદા લોકોએ હાથ કરી લીધો. એ રીતે તેઓના કબજામાંથી જતાં જતાં હાલ હિંદુસ્તાનમાં ગોવા, દમન, ને દીવનાં સંસ્થાનો તેમના હાથમાં છે.

## વલંદા.

વલંદા લોકોનો દેશ સ્પેનને લાંબો વખત સુધી તાબે હતો. સ્પેન દેશના રાજા બીજા ફિલિપના જુલમથી કંટાલી તેઓએ તેના સામે બલવો કીધો હતો; ને કેટલોક વખત સુધી ઘણી હિમ્મતથી લડ્યા પછે સ્વતંત્ર થયા હતા. તે કાળે એ લોકો દરિયાઈ સત્તા-

માં યૂરોપના સઘળા રાજવાળા કરતાં ચઢીયાતા ગણાતા હતા. તેઓ દરિયો ખેડી મૂખ્ય કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા, જેથી તે કળામાં ઘણા પ્રવીણ હોવાથી પૂર્વ તરફના છેક દુરના દેશો સાથે વેપાર ચલાવવાની તેમનામાં હોંશ ઉત્પન્ન થઇ. વળી પોર્ટુગાલના લોકોને હિંદુસ્તાનની શોધથી ઘણો લાભ થયલો જોવાથી, આ કામમાં તેઓના વિચારોને વધારે ને વધારે પુષ્ટી મળતી ગઇ.

ઇ૦ સ૦ ૧૫૯૬ માં તેઓએ હથ્થીયાર ને વેપારની જણસોથી ભરી ચાર વહાણોનો એક કાફલો હૌતમૅનની સરદારી તળે મોકલ્યો.

આ કાફલો સુમાત્રા ને જાવાના કિનારા ભણી આવી પોહોંચ્યો; ને એ લોક મસાલાના બેટો સાથે વેપાર કરવા માંડ્યો. થોડીક મુદતમાં તેઓ માતબર વેપારી થયા, અને કેટલીક જગ્યાએ કોઠીઓ સ્થાપી. તેઓએ જાવા બેટમાં બતેવીઆ નામે શેહેર વસાવી રાજધાની કરી હતી.

## અંગ્રેજો.

પંદરમા સૈકાની અધવચમાં એક નવો રસ્તો શોધી કાઢી વેપાર કરવાનો હોંશ અંગ્રેજોમાં ઉત્પન્ન થયો. ઇ૦ સ૦ ૧૬૦૦ ના વર્ષમાં ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથ પાસેથી વેપાર કરવાનો પટો મેળવી "ઇસ્ટ ઇન્ડિયા" એવા નામની એક કંપની તેઓએ ઉભી કીધી. આ સાહસીક કંપનીને વેપાર કરવાની સંધી જોગવાઇ રાણી ઇલિઝાબેથે કરી આપી હતી એટલુંજ નહીં પણ પોતાના એક એલચીને દિલ્લીના શાહનશાહ અકબરની દરબારમાં મોકલી તેમને મદદ આપવા જણાવ્યું હતું.

આ નવી ઊભી થયલી કંપનીના પાંચ વહાણોના એક કાફલાએ મી૦ લાનકાસ્ટરની સરદારી હેઠલ કેપ આવ ગુડ હોપને રસ્તે હિંદુસ્તાન તરફ આવવા, ઈ૦ સ૦ ૧૬૦૧ માં ઇંગ્લાંડનો કિનારો છોડ્યો. આ કાફલો સુમાત્રા, જાવા, મલાક્કા, અને બાન્ડાના ટાપુઓ તરફ આવી પોહોંચ્યો, જ્યાંથી માદાગાસ્કર અને નિકોબારના ટાપુઓની મુલાકાત લેઈ, મી૦ લાનકાસ્ટર આ તરફની કીમતી પેદાશ ભરી ઇંગ્લાંડ પાછો ફર્યો. ઇંગ્લાંડના પેહેલા જેમ્સ રાજાના વખતમાં કંપનીએ કપટાન હોકીન્સને ત્રણ વહાણો આપી ૧૬૦૭ માં મોકલ્યો હતો. દિલ્લીના શાહનશાહ જાહાંગીરે તેને સારો આદરભાવ દીધો, ને કપટાન હોકીન્સ ત્રણ વર્ષ આગ્રે ગુજારી ઇંગ્લાંડ પાછો ફર્યો.

ઈ૦ સ૦ ૧૬૧૨ માં તેઓએ સુરત, અમદાવાદ ને ખંભાતમાં પેહેલ વેહેલી કોઠીઓ સ્થાપી.

ઈ૦ સ૦ ૧૬૧૫ માં પેહેલા જેમ્સે સર ટી રો નામના અંગ્રેજને જાહાંગીરની દરબારમાં મોકલ્યો. તેને ત્યાં ઘણું માન મળતું ગયું. ત્રણ વર્ષ સુધી તે તેની દરબારમાં રહ્યો, અને બાદશાહ સાથે નવી કંપનીના ફાયદાને લગતા કેટલાક હક મેળવ્યા.

વળી ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો લાભ જોઈ બીજા અંગ્રેજો ઊશ્કેરાયા અને તેમણે નવી કંપની કાઢી પટો મેળવ્યો. આ બન્ને કંપની વચ્ચે કેટલોક વખત સુધી ગેરસમજુતી ચાલવા પછી તેઓ ૧૭૦૮ માં જોડાઈ ગઈ; અને તેને યુનાઈટેડ ઈસ્ટ ઇન્ડિયા કંપની એવું નામ ધારણ કર્યું. ઈ૦ સ૦ ૧૬૩૯ માં ચંદ્રનગરના રાજાની પરવાનગી મેળવી, મી૦ ફ્રાન્સીસ દેએ ફોર્ટ મદ્રાસ નામનો એક કિલ્લો બાંધ્યો. પછી ક્યારોમાંડલ કીનારાપર કડલાર પાસે ટગણા-

પટમમાં ફોર્ટ સેંટ દેવીડ નામનો કિલ્લો બાંધ્યો અને ૧૭૦૦ માં કંપનીએ એક બીજો કિલ્લો બાંધ્યો, જેને ઇંગ્લાંડના ત્રીજા વિલિયમ રાજાના નામપરથી ફોર્ટ વિલિયમ એવું નામ આપ્યું. ૧૬૬૨ માં ઇંગ્લાંડનો રાજા બીજો ચાર્લ્સ પોર્ટુગાલના રાજાની છોકરી કેથેરાઇન જોડે પરણ્યો, જેથી પોર્ટુગાલના રાજાએ પોતાની છોકરીની પેરામણીમાં મુંબાઇનો બેટ તેને આપ્યો.

## ફ્રેન્ચો.

ફ્રેન્ચ લોકોએ હિંદુસ્તાનમાં વેપારને અર્થે અને રાજ મેળવવાના હેતુથી ૧૬૦૪ માં પેહેલો કાફલો મોકલ્યો, પણ ૧૬૬૪ સુધીમાં તેઓ હિંદુસ્તાનમાં એક પણ થાણું મેળવી શક્યા નહીં. ૧૬૬૯ માં તેઓએ મછલીપટણ આગળ એક સંસ્થાન કીધું. ૧૬૭૪ માં માર્ટિન નામના ફ્રેન્ચે પોંડીચરી નામનું એક શેહેર વસાવ્યું, જે અત્યાર સુધી હિંદુસ્તાનમાં તેમનું મૂખ્ય મથક ગણાય છે. ૧૬૮૮ માં ફ્રેન્ચોએ હુગલી નદી આગળ ચંદ્રનગર નામનું શેહેર વસાવ્યું; પણ કલાઇવ અને વોટસને ૧૭૫૭ માં તે તાબે કરી લીધું.

---

# પ્રકરણ ૩ જું.

## કર્નાટકની પેહેલી લડાઈ ૧૭૪૪–૧૭૫૪.

ઇ૦ સ૦ ૧૭૪૪ માં જ્યારે યૂરોપમાં ઇંગ્લાંડ તથા ફ્રેન્ચ વચ્ચે લડાઇ સળગી ત્યારે પોંડીચરીના હાકેમ ડુપ્લીએ બુરબોનના

હાકેમ લાબોર્ડોનીઝને ફોર્ટ જોર્જ ઉપર હુમલો કરવા મોકલ્યો; જેણે ઈ૦ સ૦ ૧૭૪૬ માં તે કિલ્લો લઈ લીધો.

એજ વર્ષમાં ડુપ્લીએ ફોર્ટ સેન્ટ ડેવીડ ઉપર હુમલો કીધો, જ્યાંથી મેજર લોરન્સે તેને હાંકી કાઢ્યો.

ઈ૦ સ૦ ૧૭૪૯ માં તેનજોરના રાજા સાહાજીને તેના ભાઈ પ્રતાપસીંગે ગાદી પરથી ઉઠાડી મુકી પોતે ગાદીએ બેઠો. સાહાજીએ અંગ્રેજોની મદદ માંગી ને તેના બદલામાં દેવીકોટાનો કિલ્લો અંગ્રેજોને આપવાને કબુલ કીધું. અંગ્રેજોએ મેજર લોરન્સના હાથ તળે એક લશ્કર મોકલ્યું, પણ તે કિલ્લો તેઓથી લેવાયો નહીં; અને જ્યારે વધુ લશ્કર અંગ્રેજોની મદદે આવી લાગ્યું, એટલે પ્રતાપસીંગે તેમની સાથે સલાહ કીધી, દેવીકોટાનો કિલ્લો અંગ્રેજોને આપ્યો, ને સાહાજીને દર વર્ષે એક ચોક્કસ રકમ આપવાને કબુલ કીધું.

ઈ૦ સ૦ ૧૭૫૦ માં હાઈદ્રાબાદનો નવાબ નિઝામઉલમુલ્ક મરણ પામ્યો. એની પછી નાઝીરજંગ ગાદીએ આવ્યો. જેના દાવા સામે મીરઝાફરજંગે વાંધો ઉઠાવ્યો. એજ વર્ષમાં કર્નાટકના નવાબ સાદતઅલ્લીના મરણથી અનવારૂદ્દીન ગાદીએ બેઠો પણ તે ગાદીના વારસ દાખલ ચંદાસાહેબ નિકળી આવ્યો. મીરજાફરજંગ તથા ચંદાસાહેબને ફ્રેન્ચોથી ને નાઝીરજંગ તથા અનવારૂદીનને અંગ્રેજોથી મદદ મલી હતી. આ લડાઈમાં બન્ને બગ વારસો માર્યા ગયા, મીરજાફરજંગ હાઈદ્રાબાદની ને ચંદાસાહેબ કર્નાટકની ગાદીએ ઠર્યા.

ઈ૦ સ૦ ૧૭૫૨ માં લોરન્સ, કલાઈવ, ને મહમદઅલીએ મરાઠાના સરદાર મોરારીરાવની અને મહીસૂરના નાનદીરાજની

મદદ મેળવી ફ્રેન્ચો સામે ટ્રિચીનોપોલી ઉપર હુમલો કીધો. તથા કોવલોંગ ને ચિંગલપટના કિલ્લા હાથ કીધા. આ વખતે ચંદાસાહેબને ફ્રેન્ચો છોડી ગયા, તેથી તે તેનજોરના લસ્કરના સરદારને શરણે ગયો, જેણે તેને દગાથી મારી નાંખ્યો. ઈ૦ સ૦ ૧૭૫૧ માં કલાઈવે કર્નાટકની રાજધાની આર્કોટ ઉપર ઘેરો નાંખ્યો; ને આરનીની લડાઈમાં ચંદાસાહેબના છોકરા રાજા સાહેબને હરાવી, મહમદઅલીને કર્નાટકનો નવાબ કીધો.

ઈ૦ સ૦ ૧૭૫૪ માં ડુપ્લીને પાછો ફ્રાન્સ બોલાવી લીધો, ને તેની જગાએ ગોડયુને મોકલ્યો. ડુપ્લી ઈ૦ સ૦ ૧૭૬૪ માં ઘણીજ ગરીબી હાલતમાં પારીસમાં મરણ પામ્યો.

## કર્નાટકની બીજી લડાઈ ૧૭૫૬—૬૧.

ઈ૦ સ૦ ૧૭૫૬ માં યૂરોપની અંદર અંગ્રેજ ને ફ્રેન્ચ વચ્ચે લડાઈ સળગવાથી હિંદુસ્તાન માંહેલા તેમના એક બીજાના પ્રગણા ઉપર હુમલો કરવાની તઈયારી થવા માંડી. આ વખતે મહમદઅલીના મદુરા ને તીનેવેલી પ્રગણાની કોલેરીસ નામની એક જંગલી જાતે મેહેસુલ ભરવા ના પાડવાથી અંગ્રેજો તેમની સામે લસ્કર લઈ ગયા હતા. આ તકનો લાભ લઈ ફ્રેન્ચોએ ટ્રીચીનોપોલી ઉપર હુમલો કીધો, પણ અંગ્રેજી સરદાર કપ્તાન કાલીયદે તેમને મારી કાઢ્યા. આ વખતે ફ્રાન્સથી નવું લસ્કર લેઈ લાલી નામનો સરદાર હિંદુસ્તાનમાં આવ્યો હતો. એ બોહેસીલો, તામસી ને અણુવાકેફ હતો. આવતાં વાર તેણે ફોર્ટ સેન્ટ ડેવીડના કિલ્લા ઉપર હુમલો કીધો ને તે લેઈ લીધો. પછે તેણે સેન્ટ જોર્જ કિલ્લા પર હુમલો કર્યો; પણ ફ્રેન્ચ સરદારો વચ્ચે સંપ નહીં હોવાથી તેને પાછું હઠવું પડયું. ઈ૦ સ૦ ૧૭૫૮ માં કર્નલ ફોર્ડ

એને કોનડોર આગળ હરાવ્યો ને મછલીપટમ શેહેર હાથ કીધું.

ઈ૦ સ૦ ૧૭૫૯ માં કર્નલ કુટે ફ્રેન્ચોને લાલી ને બુશીની સરદારી હેઠલ વાનદીવાસ આગળ હરાવ્યા. આ લડાઈમાં બુશી કેદ-પકડાયો. ઈ૦ સ૦ ૧૭૬૦ માં કર્નલ કુટે પોંડીચરી, ઠીએગર, ગીનજી, વગેરે કેટલીક જગા લઈ લીધી. એ પછે લાલી ફ્રાન્સ ગયો જ્યાં તેનાપર અન્યાયથી પૈસા મેળવવાનું તથા હિંદુસ્તાનની અંદરના ફ્રેન્ચ સંસ્થાનો ખોઈ દેવાનું તોહમત મુકી તેને ઈ૦ સ૦ ૧૭૬૬ માં પારીસમાં ફાંસી દીધો.

## બંગાળાની પેહેલી લડાઇ ૧૭૫૬—૫૭.

ઈ૦ સ૦ ૧૭૫૬ માં આલીવરડીખાનના મરણ પછી તેનો પૌત્ર સુરાજાદાઊલા ગાદીએ બેઠો. એ ઘણોજ નિર્દય, ઘાતકી ને અંગ્રેજો સામે કટ્ટુ વેર રાખતો હતો. આ વખતે અંગ્રેજો ફૉર્ટ વિલિયમની મરામત કરતા હતા, તે કામ બંધ રાખવાને સુરાજાદાઊલાએ હોકમ કીધો, પણ તેના હુકમને તાબે ન થયાથી તથા તે કિલ્લામાં પુષ્કળ દ્રવ્ય છે એવું ધારી તે મેલવવાના હેતુથી, તેણે તે કિલ્લાપર ચઢાઈ કીધી. ફૉર્ટ વિલિયમના લશ્કરમાંના સરદાર મી૦ ડ્રેક પેહેલાં ફ્રેન્ચ તથા વલંદા પાસે મદદ માંગી, પણ તેઓએ મદદ નહીં આપવાથી પોતે કેટલાંક બૈરાં ને છોકરાં સહિત વહાણપર ચઢી જઈ તે કિલ્લો છોડી નિકળી ગયો. બાકીનાઓને બચાવ કરવાની જોગવાઈ નહીં મલવાથી તેઓએ મી૦ હોલવેલ નામના એક સિવિલિયનને પોતાનો સરદાર ઠેરવ્યો, પણ ત્રણ દિવસ સૂધી લડ્યા પછી તેમને શરણ થવું પડ્યું. અઢાર ફુટ લાંબી ને ચૌદ ફુટ પોહોળી એવી એક અંધારી કોટડી જેમાં જાળીઆનું તો નામજ નહીં તેમાં ૧૪૬ અંગ્રેજોને ઘાલ્યા; જેમાંથી સવાર

પડતાં ફક્ત ૨૩ માણસોજ જીવતાં નિકળ્યાં. આ વેર તાકીદે લેવું, એવો ઠેરાવ કરી કલાઈવને આડમિરલ વાતસનની સરદારી તળે એક લશ્કર આવી લાગ્યું. આવતાં આવતાં કલાઈવે મરાઠા દરિયાઈ લુટારાઓનો ઘેરીઆનો કિલ્લો લઈ લીધો, ને ત્યાંથી તેઓના સરદાર તુલાજી આંગ્રીઆને હાંકી કાઢ્યો. ત્યારપછી તેણે કલકત્તે આવી તે શેહેર લઈ લીધું, હુગલીના કિલ્લાપર ઘેરો નાંખ્યો ને સુરાજાદાઉલાને સલાહ કરવાને ફરજ પાડી. આ વખતે યુરોપમાં ફ્રેંચ ને અંગ્રેજ વચ્ચે લડાઈ ઉઠવાથી કલાઈવે ચંદ્રનગર લઈ લીધું. સુરાજાદાઉલના જુલમથી તેની રૈયત એનાપર રાજી નહીં હતી, અને તેના કારભારીઓએ તેને ઉઠાડી મુકી મીરજાફરને ગાદી આપવાને પ્રપંચ રચ્યો હતો. એ કાવત્રામાં સુરાજાદઉલાનો ખજાનચી રેદલબ, તેના લશ્કરનો સરદાર મીરજાફર, જગત શેઠ એક મોટો નાણાવટી, આમીચંદ એક તવંગર બ્રાહ્મણ, તેની દરબારનો અંગ્રેજી એલચી મી૰ વૉટ ને કલકત્તાની કાઊનસીલ સામેલ હતી. ત્યારપછી પ્લાસી આગળ તેમની વચ્ચે લડાઈ થઈ, જેમાં સુરાજાદાઉલા હાર્યો ને તે પાછળથી કેદ પકડાયો. ઈ૰ સ૰ ૧૭૫૭ માં મીરજાફરના છોકરા મીરને રાતોરાત કેદખાનામાં તેને મારી નંખાવ્યો. તે વખતે એની ઉમ્મર માત્ર ૨૦ વર્ષની હતી, ને ગાદીપર ફક્ત પંદર માસનો આવેલો હતો.

## બંગાલાની બીજી લડાઇ ૧૭૫૮–૬૭.

મીરજાફરને નવાબ તરીકે ગણવાને દિલ્લીના શેહેનશાહના છોકરા શાહઆલમ ને અયોધ્યાના હાકેમ સુજાદાઉલાએ ના પાડી ઈ૰ સ૰ ૧૭૫૮ માં પટણાપર ઘેરો નાંખ્યો. પણ કલાઈવ લશ્કર લઈ મીરજાફરની મદદે આવી પોહોંચ્યો એવી ખબર

પડવાથી સુજાદાઉલા જતો રહ્યો ને શાહઆલમને થોડું નાણું આપી વિદાય કીધો. આ ફતેહથી મીરજાફરને કંપની તરફથી દર વર્ષે જે ૩૦,૦૦૦ પૌંડનું કલકત્તાની આસપાસની જગા માટે ભાડું મળતું હતું તે. કલાઈવને તેની જીંદગી સુધી આપવા તેણે કબુલ કર્યું. પણ અંગ્રેજોની માંગણીથી કંટાલો ખાઈ મીરજાફરે ચિન્સુરાના વલંદાની છુપી મદદ માંગી. આ લશ્કર મીરજાફરને જઈ મળે તેની આગમજ કલાઈવ ને કર્નલ ફોર્ડે તેનો પરાજય કર્યો; ને ચિન્સુરાના હાકેમને એ લઢાઈનો સઘલો ખરચ આપવો પડ્યો તથા માફ માગવી પડી. ઈ૦ સ૦ ૧૭૬૦ માં કલાઇવ ઇંગ્લાંડ ગયો એટલે બંગાળામાં પાછો ગભરાટ ફેલાયો. શાહઆલમ ને સુજાદાઊલાએ ફરીથી પટણા ઉપર ચઢાઈ કીધી; પણ કર્નલ કાલિયદે તેમને હાંકી કાઢ્યાં. વળી મીરજાફરના લશ્કરનો પગાર ચઢી જવાથી તેઓ બળવો કરવાની તૈયારીમાં હતું તેથી વાનસીટાર્ટે મીરજાફરને રાજીનામું આપવા સમજાવી, તેના જમાઇ મીરકાસિમને ગાદીએ બેસાડ્યો.

પણ પાછલથી મીરકાસિમને ઉઠાડી મુકી મીરજાફરને પાછો બેસાડ્યો; તથા મીરકાસિમને ઘેરીઆ આગળ હરાવી તેનું શેહેર મોંગીર લીધું ઈ૦ સ૦ ૧૭૬૩. આ ઉપરથી મીરકાસિમે પટણાની અંદરના અંગ્રેજો જેમાં મી૦ એલીસ પણ હતો, તેમને સમરૂ નામના એક જરમન પાસે મારી નંખાવ્યાં; ને સુજાદાઊલા તથા શાહઆલમ સાથે મળી જઈ અંગ્રેજોની સામે થયો; પણ મેજર કરનાકે પટણા અને કોરાહ આગળ ને મનરોએ બક્ષાર આગળ તેમને હરાવ્યા ઈ૦ સ૦ ૧૭૬૪. આ વખતે એટલે ઈ૦ સ૦ ૧૭૬૫ માં બંગાળામાં જોઈતો સુધારો કરવાને કલાઈવને ફરીથી મોકલ્યો. એણે બંગાળા, ઓરીસા ને

બાહાર અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યાં, ને તેની મેહેસુલ એકઠી કરવાની સત્તા અંગ્રેજોને આપી; અંગ્રેજી નોકરોનો પગાર વધારી આપ્યો, ને તેમને ખાનગી વેપાર કરતા બંધ પાડ્યા; લશ્કરી ખાતાવાળાને બેવડું ભાથું હમેશાં મળતું તેને માટે એવો નિયમ કર્યો કે લડાઈની વખતે બેવડું આપવામાં આવશે. આથી કરીને લશ્કરના સેનાધિપતિ મેજર મેકડોવેલને બીજા ૨૦૦ જણોએ રાજીનામાં આપ્યાં; જ્યારે કલાઈવે તેમની જગા મદ્રાસથી માણસો લાવી પૂરી.

# પ્રકરણ ૪ થું.

## મહીસુરની પેહેલી લડાઈ ૧૭૬૭–૧૭૬૯.

હૈદરઅલી મહીસૂરના રાજાની ચાકરીમાં રહ્યો ને ધીમે ધીમે લૂટ ને દગલબાજીથી મોટે દરજ્જે પોહોંચ્યો. આગળ જતાં મહીસૂરના રાજાને ઉઠાડી મુકી, તથા તેના વજીર નાનદીરાજને દર વર્ષે નાણાની કંઈ રકમ આપવા કહી, મહીસૂરની ગાદીએ બેઠો. આએ ફતેહથી સંતોશ નહીં પામતાં તેણે સીરા, ચીટલી, દુર્ગ વગેરે મહીસૂરની આસપાસ આવેલાં ગામડાંઓ ઉપર ચઢાઈ કીધી. આ ઉપરથી ઇ૦ સ૦ ૧૭૬૭ માં નીઝામ, મરાઠા, કર્ણાટકનો નવાબ અને અંગ્રેજોએ તેની સામે એક સંપ કર્યો. હૈદરઅલીએ નીઝામ અને મરાઠાને લાંચ આપી પોતાના પક્ષમાં આણ્યા. આ કારણથી અંગ્રેજી લશ્કરના સરદાર કર્નલ સ્મીથને મદ્રાસ તરફ નાસવું પડ્યું. હૈદર તેની પછવાડે ગયો પણ ઇ૦ સ૦ ૧૭૬૭ માં ચંગામાં અને ત્રિનોમાલી આગળ હારી ગયો. એજ

વર્ષમાં હૈદરે એમ્બુરના કિલ્લા ઉપર હુમલો કીધો, પણ કપ્ટાન કાલવર્ટે તેને ત્યાંથી હાંકી કાઢ્યો. પાછળથી કર્નલ સ્મીથે હોનોર, માંગલોર, વગેરે હૈદરના સાત મુખ્ય કિલ્લા સર કરી લીધા. આ ઉપરથી હૈદરે બાર માહાલનો મુલક તથા લઢાઇના ખરચ બદલ ૧૦,૦૦,૦૦૦ રૂપીઆ આપવા કબુલ કરી તેમની સાથે સલાહ કરવા કેહેણ મોકલ્યું; પણ અંગ્રેજોએ કબુલ કર્યું નહીં. ત્યાર પછી થોડે દિવસે કર્નલ સ્મીથની જગાએ કર્નલ ઊડ આવ્યો. તે પછી છ અઠવાડીઆમાં હૈદરે પોતાના સઘલા કિલ્લા પાછા સર કર્યા ને કર્ણાટક સુધીનો સઘળો મુલક ઉજડ કર્યો. આથી અંગ્રેજોને પાછો કર્નલ સ્મીથને મોકલવો પડ્યો. એણે હૈદરના હુમલાનો અટકાવ કર્યો અને ઈ૦ સ૦ ૧૭૬૯ માં સલાહ કરી. એવી સરતોથી કે લડાઈમાં પરસપર લીધેલાં ગામો એક બીજાને પાછાં આપવાં ને કોઈ પારકા રાજવાળાની સામે એક બીજાને મદદ કરવી.

## મહીસુરની બીજી લડાઈ ૧૭૮૦–૧૭૮૪.

અંગ્રેજો સાથની પેહેલી લડાઈનો છેડો આવ્યા પછી હૈદરને મરાઠા સાથે લડવું પડ્યું હતું. ઈ૦ સ૦ ૧૭૬૯ ની સલાહના કરાર પ્રમાણે હૈદરે અંગ્રેજો પાસેથી મદદ માગી હતી, પણ તે નહીં મળવાથી તેણે મરાઠા સાથે સલાહ કીધી, ને ઈ૦ સ૦ ૧૭૮૦ માં એક મોટા લશ્કર સાથે સરીંગાપટમથી નિકળી કર્ણાટક સુધીના સઘળા મૂલકનો નાશ કર્યો. એજ વર્ષમાં હૈદરના છોકરા ટીપુએ પોલીલોર આગળ કર્નલ બેલીના હાથ તળેના અંગ્રેજી લશ્કરનો ઘાણ વાલ્યો ને બેલી પોતાના ૨૦૦ માણસો સાથે કેદ પકડાયો. પોલીલોર આગળ હાર થયા પછી તરતજ વોરન હેસ્ટીંગે સર આયરકુટને જમીનને રસ્તે ટીપુની સામે

મોકલ્યો ઈ૦ સ૦ ૧૭૮૧. આ નવા સરદારે હૈદરને પોરતોનોવો, પોલીલોર, ને સોલીંગર આગળ હરાવ્યો.

ઈ૦ સ૦ ૧૭૮૧ માં યૂરોપમાં ઇંગ્લાંડ અને ડચ વચ્ચે લડાઈ સળગવાથી સર આયરકુટે હિંદુસ્તાન માંહેલા તેમનાં સંસ્થાનો નીગાપટમ, મદ્રાસ, પુલીકટ વગેરે લઈ લીધાં. પણ ઈ૦ સ૦ ૧૭૮૩ માં બંને જણા વચ્ચે વારસેલીસ આગળ સલાહ થવાથી એ શેહેરો તેમને પાછાં મલ્યાં.

ઈ૦ સ૦ ૧૭૮૨ માં ટીપુએ કર્નલ બ્રાથવેટના લશ્કરનો તાનજોર આગળ પરાજય કર્યો. એજ વર્ષમાં હૈદરે તેલીચરીને ઘેરો ઘાલ્યો, જ્યારે મેજર એબીંગટનને ત્યાંના અંગ્રેજોની મદદે મોકલ્યો. એબીંગટને ઈ૦ સ૦ ૧૭૮૨ માં ટીપુના લશ્કરને પનીઆની આગળ હરાવ્યું. હૈદર ઈ. સ. ૧૭૮૨ માં તેની ૮૧ વર્ષની ઉમ્મરે ચીતોડ આગળ મરી ગયો. ઈ. સ. ૧૭૮૩ માં જનરલ મેથ્યુએ બેદનોરનો કિલ્લો લઈ લીધો; પણ ટીપુ નજદીક છે એવી ખબર નહી હોવાથી બેદરકાર રહ્યો. એટલામાં ટીપુએ એકાએક તેના લશ્કરને ઘેરી લઈ તે કિલ્લો લઈ લીધો અને મેથ્યુ કેદ પકડાયો. ત્યારપછી ટીપુએ માંગલોરને ઘેરો ઘાલ્યો; પણ ફ્રેન્ચો તરફથી મદદ નહી મલવાથી તેણે ઘેરો કાઢી લેવો પડ્યો. ત્યાર પછી ઈ. સ. ૧૭૮૪ માં માંગલોર આગલ કર્નલ ફુલરતને ટીપુ સાથે સલાહ કીધી, એવી સરતોથી કે લડાઈમાં પરસપર લીધેલી જગ્યા એક બીજાને પાછી આપવી અને લડાઈની વખતે એક બીજાને મદદ કરવી.

## મહીસુરની ત્રીજી લડાઈ ઇ. સ. ૧૭૮૬-૧૭૯૨.

માંગલોર આગળ ઈ. સ. ૧૭૮૪ માં ટીપુ અને અંગ્રેજ વચ્ચે સલાહ થઇ હતી તે છતાં ટીપુ લડાઈની છુપી રીતે તઈયારી-

ઓ કરતો હતો. એણે કનેરા, કુર્ગ, અને કોચીન ઉપર ચઢાઈ કીધી અને ૧,૦૦,૦૦૦ માણસોને ઈસલામી ધર્મ પાળવાની ફરજ પાડી. એના જુલમથી કંટાળીને જ્યારે તેઓમાંના કેટલાક ત્રાવણકોરના રાજાને આશરે ગયા ત્યારે ટીપુએ તે રાજા ઉપર હુમલો કીધો. ઈ. સ. ૧૭૮૯ માં એક મોટું લશ્કર લઈ ટીપુ ત્રાવણકોરના રાજા ઉપર ચઢી આવ્યો, પણ તેમાં એની હાર થઈ ને એનો સઘળો ખજાનો શત્રુને હાથ ગયો. ત્યાર પછી ટીપુએ પાછી ત્રાવણકોર પર ચઢાઈ કીધી. આ વખતે લાર્ડ કાર્નવોલીસે ત્રાવણકોરના રાજાને મદદ કરી ને ઈ. સ. ૧૭૯૧ માં એરાકેરા અને શીમોગાની લડાઈમાં ટીપુને હરાવીને બેંગલોર અને નુનદીદુર્ગના કિલ્લા લઈ લીધા, અને તરતજ સીરીંગાપટમ તરફ કુચ કરી. પણ ખોરાકની તંગાશથી તથા અંગ્રેજી લશ્કરમાં બીમારી ચાલવાથી અને નીઝામ તથા મરાઠાઓ તરફથી જોઈતો આસરો નહીં મળવાથી અંગ્રેજોને પાછું ફરવું પડ્યું. જ્યારે ઈ. સ. ૧૭૯૨ માં કુર્ગના રાજા તથા નીઝામ તરફથી લશ્કરની મદદ મળી ત્યારે લોર્ડ કાર્નવાલીસે પાછી સીરીંગાપટમ પર ચઢાઈ કીધી. આ વખતે ટીપુએ નીચલી શરતો પ્રમાણે અંગ્રેજો સાથે સલાહ કીધીઃ—ટીપુએ પોતાનું અર્ધું રાજ અંગ્રેજોને આપવું, અંગ્રેજી બંધવાઓને છોડી મુકવા, લડાઈના ખરચ બદલ એક ચોક્કશ નાણાની રકમ અંગ્રેજોને આપવી, અને જ્યાં સુધી સગળી સરતો પુરી પડે ત્યાં સુધી પોતાનાં બે છોકરાઓને જામીન દાખલ અંગ્રેજોને હવાલે કરવા.

## મહીસુરની ચોથી લડાઇ. ૧૭૯૮–૧૭૯૯.

ઈ૦ સ૦ ૧૭૯૮ માં ટીપુએ પાછી અંગ્રેજો સામે થવાને

તૈયારી કરવા માંડી. તેણે સીરીંગાપટમનો કિલ્લો સમરાવ્યો, ફ્રાન્સના પ્રખ્યાત નેપોલીઅન સાથે કાગલ પત્રનો વેહેવાર ચલાવવા માંડ્યો, અને ફ્રેન્ચો સાથે કાગલપત્રનો વેહેવાર વગેરે રાખવાનો ખુલાશો લેવા સારૂં જ્યારે જનરલ દોવટનને ટીપુની કચેરીમાં મોકલ્યો ત્યારે આ માણસ સાથે ટીપુએ ઘણી અણઘટતી ચાલ ચલાવી તથા અપમાન આપી પોતાની દરબારમાંથી તેને હાંકી કાઢ્યો. આથી જનરલ વેલેસલીએ એક મોટું લશ્કર એકઠું કીધું ને નીઝામના લશ્કરની સરદારી પોતે લઈને સઘળા લશ્કરનો સરદાર જનરલ હેરીસને ઠેરવ્યો. આ સરદારે ટીપુને સદાસીર અને મેલવેલી આગળ હરાવ્યો. ઈ૦ સ૦ ૧૭૯૯ માં જનરલ હેરીશ કાવેરી નદી ઓલંગી સીરીંગાપટમ આવી પોહોંચ્યો. આ વખતે ટીપુએ સલાહ કરવા માંગી, પણ જનરલ હેરીસે એવી સખત સરતો પર સલાહ કરવાને જણાવ્યું કે આવી શરતો પાળી જીવવું તેથી મરવું વધારે સારૂં છે એવું એણે વિચાર્યું. ઈ૦ સ૦ ૧૭૯૯ ની ૪ થી મેએ જનરલ હેરીસે અને વેલેસલીએ ટીપુને સીરીંગાપટમ આગળ હરાવ્યો. આ લડાઈમાં ટીપુ માર્યો ગયો. તેના મેહેલની શોધ કરતાં ઘણો ખજાનો, પુષ્કલ જવાહિર તથા રાજને લગતા કેટલાએક કાગલો હાથ લાગ્યા. હવે મહીસુરના રાજની સરદારી કર્નલ વેલેસલીને આપવામાં આવી હતી. તેણે પોતાની ડાહાપણ ભરેલી અને વાજબી વર્તણુંકથી જલદી તે શેહેરમાં સમાધાની કરી લોકોનો પ્યાર મેલવ્યો, અને ટીપુના કુટુંબીઓને વેલોરમાં જઈ રેહેવાને કહ્યું. ઈ૦ સ૦ ૧૭૯૯ માં વેલેસલીએ મહીસુરના રાજના ત્રણ ભાગ કર્યા; જેમાંનો એક અંગ્રેજોએ રાખ્યો, બીજો નીઝામને મળ્યો અને ત્રીજો ભાગ હૈદરે

જેના હાથમાંથી મહીસુરની ગાદી છીનવી લીધી હતી તેના છોકરા કૃષ્ણરાજ ઉદયને આપ્યો.

# પ્રકરણ ૫ મું.



## મરાઠાની પેહેલી લડાઈ ૧૭૭૪—૮૨.

ઈ૦ સ૦ ૧૭૭૩ માં પુનાના પેશવા રાઘોબાને ગાદીપરથી ઉઠાડી મુકી ગંગાબાઈના છોકરાને પેશવા ઠેરવવાને મરાઠા સરદારો તેની સામે થયા. રાઘોબાએ મુંબઈના ગવર્નર મી૦ હોર્નબી સાથે સુરત આગળ સલાહની સરતો કીધી. તે સરતો એ હતી કે રાઘોબાએ સોલસેટ અંગ્રેજોને આપવો, ને તેના બદલામાં અંગ્રેજોએ તેની ગાદી પાછી અપાવવામાં મદદ કરવી. પણ કલકત્તાના ગવર્નર જનરલે રાઘોબા સાથેની સલાહ નામંજુર કરીને કરનલ અપટનને મરાઠા સાથે સલાહ કરવાને મોકલ્યો. એણે ઈ૦ સ૦ ૧૭૭૬ માં નાનાફરનવીસ ને સખારામ બાપુ સાથે પુરનધર આગળ સલાહ કીધી; જેની સરતો એ હતી કે અંગ્રેજોએ સાલસેટનો ટાપુ રાખવો ને રાઘોબાને મદદ આપતાં બંધ રેહેવું. પણ કોર્ટ ઓફ ડાએરેકટરોએ આ કામને માટે વોરન હેસ્ટીંગ્સને ઠપકો આપ્યો ને રાઘોબાને મદદ કરવાને મી૦ હોર્નબીને જણાવ્યું. આ ઉપરથી મી૦ હોર્નબીએ કરનલ કાકબર્ન અને મી૦ કરનાકને લશ્કર આપી તેમની સામે મોકલ્યા. મરાઠા સરદારો ૫૦,૦૦૦ માણસના એક મોટા લશ્કર સાથે સામે થયા. આવા મોટા લશ્કર સામે ટકર ઝીલાશે નહીં એવો વિચાર બાંધી કર્નલ કાકબર્ન ને મી૦

કરનાક એ બન્ને સરદારોએ પાછા ફરવાનો ઠરાવ કીધો, પણ મરાઠા લશ્કરે તેમનો કેડો પકડ્યો, ને અંગ્રેજી લશ્કરના ઘણા માણસો માર્યા જવાથી વરગામ આગળ આ નીચલી સરતો પર સલાહ કરવાની તેમને ફરજ પડી:—સાલસેટનો ટાપુ મરાઠાને પાછો આપવો ને અંગ્રેજી લશ્કરને પાછા ફરતા મરાઠાઓએ હેરાન નહીં કરવું. પણ કલકત્તાની સરકારે વરગામ આગળની સલાહ કબુલ નહી રાખી, ને તરતજ કલકત્તેથી રસ્તાને માર્ગે કર્નલ ગોડાર્ડને લશ્કર આપી મોકલ્યો. એને દભોઈનો કિલ્લો તથા અમદાવાદ લેઈ લીધાં. એની પછી કપટાન પોહેમ થયો; તેણે લાહોર ને ગ્વાલીઅરના કિલ્લા લઈ લીધા. ઈ૦ સ૦ ૧૭૮૨ માં તેમની વચ્ચે સાલબી આગળ સલાહ થઈ. એની સરતો એ હતી કે પુરનધર આગળ થએલી સરતો કબુલ રાખવી, ને મરાઠાઓએ રાઘોબાને દર મહીને એક ચોકસ લવાજમ આપવું.

## મરાઠા સાથની બીજી લડાઈ ૧૮૦૨—૧૮૦૯.

જેમ શિવાજીના વંશની સઘળી સત્તા પેશવાઓએ છીનવી લીધી હતી તેમ આ વખતે તેમનો બધો કાબુ સિંધીઆ ને હોલકર એ બે સરદારોએ હાથ કરી પેશવાને તેની ગાદી પરથી હાંકી કાઢ્યો. પેશવા પુનાની નજદીક સીંગર તરફ નાહાસી ગયો ને પછવાડેથી વસઈમાં અંગ્રેજોને શરણ જઈ રહ્યો. આ ઠેકાણે ૧૮૦૨ માં તેણે અંગ્રેજો સાથે નીચલી સરતોપર સલાહ કરી:—પેશવાએ અંગ્રેજનું ૬,૦૦૦ માણસનું લશ્કર પુનામાં રાખવું; તેનો ખરચ આપવો; પરદેશી યુરોપિયન લોકને પોતાનાં દેશમાં રાખવા નહીં; અને સુરત ને મુંબઈ પાસેના કેટલાક ગામ ઉપરથી

પોતાનો દાવો છોડી દેવો. વસઈના કોલ કરારથી સિંધીયા ને બીરારના રાજાએ નારાજી થઈ એક મોટું લશ્કર એકઠું કીધું; પણ જનરલ વેલસલીએ તેમના મોટા લશ્કરનો એસે ને આરગાન આગળ ઘાણ કાઢ્યો. આ ફતેહ પછી બીરારના રાજાએ ૧૮૦૩ માં અંગ્રેજો સાથે નીચે પ્રમાણેની સરતપર સલાહ કીધીઃ—બીરારના રાજાએ કટક અંગ્રેજોને આપવું; વારડા નદી આગળના મુલકનો કેટલોક ભાગ નિઝામને આપવો; પરદેશી યુરોપિયનોને પોતાની ચાકરીમાં રાખવા નહીં.

એજ વર્ષમાં લોર્ડ લેકે સિંધીયાના મોટા લશ્કર ઉપર દિલ્હી, આગ્રા ને લાસવારી આગળ જીત મેળવી. શાહઆલમ જે લાંબો વખત થયાં કેદખાનું ભોગવતો હતો તેને લોર્ડ લેકે આ વખતે છુટો કીધો. આ હાર પછે સિંધીયાએ ૧૮૦૩ માં અંગ્રેજો સાથે નીચલી સરતો પ્રમાણે સલાહ કીધીઃ—સિંધીયાએ જમના ને ગંગા નદી વચ્ચેનો ભાગ તે સાથે જયપૂર, જોધપૂર, ને ગોહદની ઉત્તરનો ભાગ, ને અહમદનગર તથા ભરૂચના કિલ્લા અંગ્રેજને આપવા; નીઝામ, ગાયકવાડ, પેશવા વગેરે અંગ્રેજના સ્નેહી રાજા જોડે વિરોધ રાખવો નહીં; પેશવા ને સિંધીયા વચ્ચે કોઈ પ્રકારનો વાંધો ઉઠે તે અંગ્રેજની સહાયતાથી પતાવવો.

હોલ્કર સાથની લડાઈ ૧૮૦૩—૧૮૦૫ સિંધીયા સાથે લડતાં અંગ્રેજનું લશ્કર ઘણું નબળું થઈ ગએલું ધારી હોલ્કર અંગ્રેજની સામે થયો. એણે પેહેલાં કોટા ને નિમચ વચ્ચે મૂકનદ્રા પાસ આગળ કર્નલ મોશનને હરાવ્યો. ત્યાર પછી મત્રાપર ચઢાઈ કીધી ને તે લઈ લીધું. પણ દિલ્હી તરફ વધી

આવતાં એકટરલોની ને બર્નસે એને હરાવ્યો. વળી જનરલ ફ્રેઝરે દીગ આગળ ને જનરલ લેકે ફરક્કાબાદ આગળ એનો પરાજય કર્યો. ભરતપોરના રાજાએ હોલ્કરને મદદ આપવાથી લોર્ડ લેકે આ વખતે ફરક્કાબાદથી નિકળી ભરતપોરના કિલ્લા ઉપર ઉપરા સાપરી હુમલા કરવાથી એ રાજાએ નીચલી સરતો-પર સલાહ કરવા જણાવ્યું:—ભરતપોરના રાજાએ વીશ લાખ રૂપીઆ અંગ્રેજોને આપવા; અંગ્રેજોની જે જગા આગળ લીધી હતી તે પાછી આપવી; જ્યાં સુધી આ સરતો અમલમાં લાવે ત્યાં સુધી દીગનો કિલ્લો અંગ્રેજો રાખે. આ વખતે સિંધીઆએ પોતાનો દરબારના અંગ્રેજી એલચી મી૦ જેન્કીન્સને કેદ કીધો ને અંગ્રે-જોની સામે થવા હોલ્કર સાથે જોડાઇ ગયો. એટલા માટે અંગ્રેજ સરકારે સલાહ કરવાના હેતુથી લોર્ડ કાર્નવોલીસને ગવ-રનર જનરલના હોધાપર મોકલ્યો. પણ હિંદુસ્તાન તરફ આ-વતાં કાર્નવોલીસ ગંગા નદીપરના ગાજીપુર શેહેર આગળ ૧૮૦૫ માં મરણ પામ્યો. તેની પછી સર જોર્જ બાર્લો ઠર્યો. તેણે સિંધીયા સાથે નીચલી સરતોપર સલાહ કીધીઃ—૧૮૦૩ માં જનરલ વેલે-સલીએ કીધેલી સલાહની સરત કબુલ રાખવી; ગ્વાલિય-રનો કિલ્લો તથા ગોહડના રાણાને લગતો કેટલોક ભાગ સિંધી-આને આપવો. હોલ્કરે પેહેલાં સીખ લોકોથી આશરો મેલવ-વાના હેતુથી સલાહ કરવા નાપાડી; પણ જ્યારે તે લોકોથી તેને આશરો નહીં મળ્યો ત્યારે તેણે અંગ્રેજો સાથે સલાહ કીધી. આ સલાહ થવાથી ચંબલ નદીનો ઉત્તરનો ભાગ હોલ્કરને મળ્યો; અને તેની જે જગા આગળ અંગ્રેજોએ લઇ લીધી હતી તે તેને પાછી આપવામાં આવી.

અંગ્રેજી લશ્કરના દેશિ શિપાઇઓએ લશ્કરની કવાયત રમવાની જગાએ ટીલાં કર્યા વગર આવવું, બધાએ દાઢી મુછ એકસરખી રીતે બોડાવવી તથા પાઘડીનો ઘાટ એકસરખો રાખવો, એવો હુકમ લૉર્ડ બાર્લોએ કાઢવાથી લશ્કરમાં તરેહવાર જાતના બુટ્ટા ઊઠવા માંડ્યા ને તેઓ બેદિલ થવા લાગ્યા. આ કારણોથી ૧૮૦૬ માં અંગ્રેજો સામે વેલોર, સીકંદ્રાબાદ, વાલાજાબાદ ને નુનદીદુર્ગ ગામોમાં બળવો થયો. વળી બુનદી ને જેપુરના રાજાઓ જેઓ સંકટની વખતે અંગ્રેજ સરકારને સહાય કરતા હતા, તેમને સિંધીયા ને હોલકરની સામે મદદ નહીં કરતાં બાર્લોએ જોયા કર્યું. આવી તેની રાજનીતિને માટે અંગ્રેજ સરકારે ૧૮૦૭ માં લૉર્ડ મિન્ટોને ગવર્નર જનરલ ઠેરવ્યો અને બાર્લોની મદ્રાસના ગવરનરની જગાએ બદલી થઇ. અંગ્રેજી લશ્કરના સિપાઇને દર વર્ષે તબુનું ચોકશ લવાજમ મળતું હતું તે કાઢી નાખવાથીં અહીંઆ પણ બાર્લો અળખામણો થઇ પડ્યો, ને બંડો ઉઠ્યાં, પણ ભારે હરકત નહીં થતાં સમી ગયાં.

## મરાઠા સાથની ત્રીજી લડાઈ ૧૮૧૬—૧૯.

ઈ૰ સ૰ ૧૮૦૨ માં પેશવા ને અંગ્રેજ વચ્ચે વસાઇ આગળ સલાહ થઈ હતી, તે પ્રમાણે અંગ્રેજનું લશ્કર. તેના રાજ્યમાં છાવણી કરી રહ્યું હતું તથા એક રેસીડેન્ટ તેની દરબારમાં રહેતો હતો. પણ અંગ્રેજોના દબાન તળેથી નિકળી જવાને પેશવાએ છલભેદ કરવા માંડ્યાં.

આ ઉપરથી પેશવા સાથે પાછી નીચલી સરતો પર સલાહ થઇઃ—પેશવાએ પોતાના દેશમાં બીજું વધુ અંગ્રેજી લશ્કર રાખવું,

અંગ્રેજોને સીંઘર, રેરી ને પુરનધરના કિલ્લા આપવા, ત્રીબંકજીને એક માસના અરસામાં અંગ્રેજોને સ્વાધીન કરવો, અને રેસીડેન્ટની પરવાનગી વગર પારકા રાજ સાથે વેહેવાર રાખવો નહીં. આથી અંગ્રેજોની ઝુસરીમાંથી નિકળી જવાને પેશવા વધારે છળભેદ કરવા લાગ્યો. તેણે પીંઢારાની સામા અંગ્રેજોને મદદ આપવાને બહાને એક મોટું લશ્કર એકઠું કીધું. એનીગમ એલફીન્સ્ટન સાહેબ તેની ખરી મતલબ સમજી જઇ પુરતી સાવચેતીમાં રહ્યો હતો. ઈ૰ સ૰ ૧૮૧૭ માં પેશવા અંગ્રેજો સામા ખડકી આગળ લડયો; પણ મરાઠા થોડીવાર ટક્કર ઝીલી અંતે વિખરાઈ ગયા.

ઈ૰ સ૰ ૧૮૧૭ માં કેપટન સ્ટોનટને કોરગામ આગળ પેશવાને હરાવ્યો. આ વખતે પેશવા અંગ્રેજોને શરણ થાત ખરો પણ શત્રુના મ્હો આગળ નિચું માથું કરીને મરવું તેના કરતાં લડાઈમાં લઢી બાહાદુરીથી મરવું એ ઉત્તમ છે એવું તેના પ્રધાનોના સમજાવ્યાથી તે એકવાર ફરીથી દુશ્મન ઉપર સોલાપુર ને પંઢરપુરની વચ્ચે આસ્તી આગળ તુટી પડયો, જ્યાં કર્નલ એદમ્સે તેને હરાવ્યો. અંતે ઈ૰ સ૰૧૮૧૮ માં પેશવા સર જાન માલકમને શરણ થયો. અંગ્રેજ સરકારે દર વર્ષે આઠ લાખ રૂપીઆનું લવાજમ તેને બાંધી આપ્યું. ત્યાર પછી પેશવા કાનપૂરની નજદીક બીથુરમાં જઇ રહ્યો, જ્યાં તે ઈ૰ સ૰ ૧૮૫૩ માં મરણ પામ્યો. એના હાર થયા પછી પેશવાની ગાદીનો અંત આવ્યો ૧૮૧૮.

(વરાડના રાજા સાથે ટંટો) પેશવા સાથે લડાઇ ચાલતી હતી તેવામાં નાગપોરમાં અંગ્રેજો સામા બંડ ઉઠયું. ઈ૰ સ૰ ૧૮૧૫ માં વરાડના રાજા રાઘોજીના મરણ પછી તેનો છોકરો પરસાજી નાનો ને ઘેલો હોવાથી તેને બદલે અંગ્રેજોની સહાય-

તાથી આપાસાહેબ રાજ ચલાવા લાગ્યો. નાગપોરના જુવાન રાજા પરસાજીને મારી નંખાવી આપાસાહેબ પોતે રાજા થઈ બેઠો; તથા ઈ૰ સ૰ ૧૮૧૭ માં આરબ અને મરાઠાની મદદ લઈ રેસીડેન્ટ જેન્કિન્સ સાહેબની છાવણી જે સીતા બુલડીની ટેકડી આગળ હતી, તેપર એણે રાતની વખતે હુમલો કીધો, પણ કપટાન ફીટઝરલાંડે તેને મારી કાઢ્યો. એટલામાં ડોવતન બીજું લસ્કર લઈ આવી પોહોંચ્યો. આ લસ્કર સામા આપા સાહેબ-થી ટકી શકાયું નહી, અને નાગપોર આગળ બીજી વાર હાર્યો. એજ વર્ષમાં જનરલ હારડીમેને જબલપુર આગળ તેને હરાવ્યો. તોપણ એ અંગ્રેજો સામા છળભેદ કરતો બંધ થયો નહીં. તેની દુષ્ટ વર્તણુક રેસીડેન્ટ ઝટ સમજી ગયો ને તરતજ તેને પકડી કેદ કર્યો. ગવર્નર જનરલના હુકમથી તેને અલાહાબાદ તરફ લઈ ગયા; પણ રસ્તામાં માણસોને લાંચ આપી તે નાસી ગયો. અહીં-આથી તે પીંઢારી લોકોના સરદાર ચીતુ સાથે આશિરગઢ તરફ ગયો. જ્યારે આશિરગઢનો કિલ્લો અંગ્રેજોએ તાબે કીધો ત્યારે ત્યાંથી નિકળી પંજાબ તરફ ગયો, જ્યાં તે ઈ૰ સ૰ ૧૮૪૦ માં મરણ પામ્યો.

(હોલકરના સુબા સાથની લડાઈ) જશવંતરાવ હોલકરના મરણ પછી તેનો છોકરો મલહારરાવ હોલકર ગાદીએ બેઠો, પણ તે નાનો હોવાથી આગલા રાજાની વીધવા તુલસીબાઈ રાજકાર-ભાર ચલાવવા લાગી. આ વખતે તેના રાજમાં બે પક્ષ બંધાયા હતા. તુલસીબાઈ તથા બીજા કેટલાએક અંગ્રેજ જોડે સલાહ રાખવાનો વીચાર રાખતા પણ બીજા તેથી વિરૂદ્ધ મતના હતા. એ બન્ને પક્ષવાળા વચ્ચે ઝઘડો સળગ્યો. તેઓએ તુલસીબાઈને

મારી નાંખી, અને તેના મળતીયાઓને કેદ રાખ્યા. તેઓ હવે અંગ્રેજો સામે થયા, પણ સર ટોમસ હીસલોપ અને સર જોન માલ્કમે તેઓપર મહીદપુર આગળ મોટી ફતેહ મેળવી ઈ○ સ○ ૧૮૧૭. ત્યાંર પછી તેઓ જોડે મંદેસર આગળ નીચલી સરતોપર સલાહ કરવામાં આવી:—હોલ્કરે પોતાનાં દેશમાં ૩,૦૦૦ માણસનું એક અંગ્રેજી લશ્કર રાખવું; અંગ્રેજોની જે જગા આગળ લીધી હતી તે પાછી આપવી; ને તેના રાજની સઘલી સત્તા અંગ્રેજોને આપવી.

---

## પ્રકરણ ૯ હું.

## નેપાળ સાથની લડાઇ ૧૮૧૩—૧૬.

લાર્ડ મિન્ટો ઈ○ સ○ ૧૮૧૩ માં ઇંગ્લાંડ ગયો તે વખતે હિંદુસ્તાનમાં શાંતી હતી, પણ તે લાંબો વખત સુધી ચાલશે એવું ભાસ્યું નહીં. આ વખતે ગુરખા નામની નેપાળની એક પાહાડી ને ક્રૂર જાતે લૂટ મેલવવા માટે કમપનીના રાજ્યોપર હલ્લો કીધો; ત્યાંના રાજાએ અંગ્રેજ સરકારના તાબાના બટવાલ શેહેરના એક મોટા જાગીરદારને કેદ રાખ્યો, ને તેની સઘળી જગા લઇ લીધી; અને જ્યારે અંગ્રેજ ને નેપાળ વચ્ચે સલાહની સમજુતી થઇ હતી, ત્યારે નેપાળની રૈયતે બટવાલમાંના અંગ્રેજ સરકારના સુધરાઈ ખાતાના અઢાર અમલદારોને મારી નાંખ્યા.

આ કારણથી લાર્ડ મોઇરાએ જનરલ ગિલેસ્પી, જનરલ ઉડ,

જનરલ માર્લે, ને જનરલ ઑકટરલોનીના હાથ તળે ચારે તરફથી લશ્કર મોકલ્યું. ઈ૦ સ૦ ૧૮૧૪ માં જનરલ ગિલેસ્પી કલંગાપર હુમલો કરતાં મરણ પામ્યો. જનરલ માર્લેના લશ્કરે જૈટક કિલ્લાપર હલ્લો કર્યો, પણ ફાવ્યું નહીં. વળી જનરલ ઉડની સરદારી તળે જે લશ્કર સરૂનને રસ્તે નેપાળ તરફ જતું હતું તેને દુશ્મનોએ ઘેરી લીધું, ને તેઓના ઘણા માણસોને મારી માંખ્યાં. આવી રીતે તેમનો પરાજય થયાથી લોર્ડ મોઇરાએ ઓકટરલોનીની મદદે તરતજ બીજું લશ્કર મોકલ્યું. આ લશ્કરની મદદથી તેણે ગુરખા લોકોના સરદાર અમરસીંગને હરાવી મૂલુન આલમોરા, નેલાધર, રામનગર વગેરે કેટલાક કિલ્લા લઈ લીધા. ઓકટરલોનીને આ વખતે સરનો એલકાબ મળ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૧૬ માં ચીરીઆગાટીને માર્ગે માહમુશીબતે નેપાળમાં દાખલ થઇ ઓકટરલોનીએ અમીરસીંગને મકવાનપૂર આગળ હરાવ્યો; ને હેરીહારપુરનો કિલ્લો લઈ લીધો. આ પ્રમાણે અંગ્રેજોનો જય થતો જોઈ નેપાળના રાજાને નીચલી સરતો પર સલાહ કરવી પડી:—નેપાળના રાજાએ ૧૨,૦૦૦ ચોરસ મૈલ જમીન અંગ્રેજ સરકારને આપવી; ને અંગ્રેજ સરકારની જે જગા રોકી બેઠો હતો ત્યાંથી તેને નિકળી જવું.

## પિંઢારી સાથની લડાઈ ૧૮૧૬—૧૭.

પિંઢારા જેઓ અત્યાર સુધી પોતાની સરહદપર લુટ ચલાવતા હતા, તેઓએ હવે અંગ્રેજોના રાજમાં પગ ઘાલ્યો હતો. તેઓ પેહેલાં સિંધીયા અને હોલકરના હાથ તળે પગાર ખાઇ લશ્કરી ચાકરી કરતા હતા; પણ જયારે મરાઠાની સત્તા કમી

થતી ચાલી ત્યારે એ લોકો ટોળીઓ બાંધી લુટનો ધંધો કરવા મંડી ગયા. તેઓના સરદારો ચીતુ, કરીમખાં અને દોસ્તમહમદ હતા. એ લોકોનું લશ્કર ૬૦,૦૦૦ ઘોડેસ્વારનું હતું. ઈ૦ સ૦ ૧૮૧૫ માં અંગ્રેજો નેપાળ સાથ લડતા હતા ત્યારે પિંઢારાના સરદાર ચીતુએ મછલીપટણ તથા ગંતુર લુટયાં; નીઝામ ને ઉત્તર સરકારના રાજ્યોમાં ભારે લુટ ચલાવી ને અંગ્રેજ સરકારના ગંજાપ્રાંતમાં દાખલ થઈ ઘણા માણસોને મારી નાંખ્યા. આથી લોર્ડ મોઈરાએ મેજર લશીંગટનને લશ્કર આપી મોકલ્યો પણ તેઓને તે તદન તાબે કરી શકયો નહીં. એ પિંઢારી લોક એકજ વખતે મોટા લશ્કરનો જમાવ કરી સામે થતા નહી. જ્યારે તેઓમાંના કેટલાક અંગ્રેજો સાથે લડતાં હારી જતા ત્યારે નાહસી જતા અને બીજાઓ સાથે જોડઈ જઈ બીજી બાજુએથી ધસારો કરતા. લોર્ડ મોઈરાએ સર ટોમસ હીસલોપની સરદારી તળે ૧,૧૬,૦૦૦ માણસનું બીજું લશ્કર મોકલ્યું. આ સરદારે જુદા જુદા સરદારોના હાથ તળે લશ્કર આપી પિંઢારીઓની સઘળી જગાઓ ઘેરી લીધી, ને જે જે બાજુએથી તેઓ આવતા ગયા તે બાજુએથી તેઓનો નાશ કર્યો. ચીતુ ૮,૦૦૦ માણસ સાથે મેવાર તરફ નિકળી ગયો જ્યાં તે ઈ૦ સ૦ ૧૮૧૮ માં વાઘથી માર્યો ગયો. કરીમખાં સાથે પાછળથી સલાહ થઈ. અંગ્રેજોએ તેની જાગીર તેને આપી ને તેના લશ્કરથી છુટો થવાને તેને કહ્યું.

## ભરતપુર ઉપર ચઢાઈ ૧૮૨૫—૨૭.

ભરતપુરનો રાજા બલદીઓસીંગ ઈ૦ સ૦ ૧૮૨૫ માં મરણ પામ્યો, ને તેનો છોકરો બળવતસીંગ ગાદીએ બેઠો; પણ તેના

કાકાના છોકરા દુર્જનસાલે તેની ગાદી છીનવી લીધી ને તેને કેદ રાખ્યો. આથી લોર્ડ આમર્સ્તે બલવતસીંગને મદદ આપવા જણાવ્યું ને સેનાપતિ લોર્ડ કોમ્બરમીઅરને લશ્કર આપી તેની મદદે મોકલ્યો. આ સરદારે મથુરાથી નિકળી ભરતપૂરના કિલ્લાપર ઘેરો નાખ્યો. એ કિલ્લો તે વખતે હિંદુસ્તાનમાં સર્વેથી મજબુત ને કોઈથી નહીં જીતી શકાય એવો ગણાતો હતો. પેહેલાં એણે તોપનો મારો ચલાવ્યો પણ તેથી જ્યારે કાંઈ વળ્યું નહીં ત્યારે સુરંગો ફોડી તે કિલ્લો લીધો ઈ૰ સ૰ ૧૮૨૭.

## સિંધની લડાઇ ૧૮૪૨—૪૩.

જનરલ પોલોક તથા નોતે સિંધના અમીરો ઉપર અગાઉ જય મેળવ્યો હતો અને તેઓ વચ્ચે આગળ સલાહ થઈ હતી, તે છતાં અફગાનીસ્તાનની લડાઈમાં મુંબાઈથી જે લશ્કર ગયું હતું તેની સામા સિંધના અમીરો થયા હતા. આ ઉપરથી ગવર્નર જનરલ એલનબરોનો વિશ્વાસ તેઓપરથી ઉડી ગયો, ને તેમની સાથે આ નીચલી સરતોપર પાછી સલાહ કરવાને મેજર ઔટરામને હુકમ કીધોઃ—સિંધમાં એક રેસીડેન્ટ રાખવો; હૈદ્રાબાદમાં અંગ્રેજી લશ્કર રાખવું; અને સિંધુ નદીને માર્ગે અંગ્રેજો પાસથી જકાત લીધા વગર તેમને વેપાર કરવા દેવા. આ સલાહ થઈ તે છતાં અમીરોએ ૮,૦૦૦ માણસના લશ્કર સાથે રેસીડેન્ટ સાહેબના બંગલા ઉપર હુમલો કીધો. કપતાન કોનવેએ પોતાના નાના લશ્કરથી તે જગાનો બચાવ કીધો અને તેમને અંદર આવતા અટકાવ્યા, તોપણ તેઓ પાસે પુરતો દારૂગોળો નહીં હોવાથી માહા મેહેનતે બચાવ કરી, તે-

મને લશ્કરી વહાણપર ચઢી જવું પડયું. હલ્લા આગલ ઔટરામ સર ચાર્લસ નેપીયરને જઈ મળ્યો; અને જેવી તેને એ વિશેની ખબર મળી તેવોજ તેણે સિંધ તરફ ધસી ઈમામગઢનો કિલ્લો લીધો. આ પછી નેપીયર ને અમીરોના લશ્કરની વચ્ચે મીઆનીની, હૈદ્રાબાદ ને દબા આગળ લડાઈ થઈ, તેમાં દુશ્મન તરફના બલુચી લોકોએ ઘણું જોર માર્યું તોપણ અંગ્રેજોની જીત થઈ. આ હાર પછે અમીરો અંગ્રેજો સામે થયા નહીં. તેમનામાંના મુખ્ય સરદારોને અંગ્રેજો તરફથી દર વર્ષે ચોક્કસ રકમ આપવામાં આવી, અને તેઓ બનારસ તરફ જઈ રહ્યા. ઈ૰ સ૰ ૧૮૪૩ માં સિંધ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યો અને સર ચાર્લસ નેપીયરને તેનો કમીશનર નેમ્યો.

## ગ્વાલીયરની લડાઇ ૧૮૪૩.

ગ્વાલીયરનો રાજા જાનકોજીરાવ ઈ૰ સ૰ ૧૮૪૩ માં મરણ પામ્યો. એને પેટે છોકરૂં ન હોતું, તેથી તેની વીધવા રાણીએ દત્તક કરી લીધો હતો. આ છોકરો આઠ વર્ષનો હતો માટે તેની વતી અંગ્રેજોએ મામાસાહેબને કારભાર કરવાનું સોંપ્યું હતું. એની સામે માહરાણી થવા લાગી, તેથી મામાસાહેબ કંટાળી કારભાર છોડી અંગ્રેજના મુલકમાં જઈ રહ્યો. એની બદલીએ માહારાણીએ દાદા ખાસજીવાળાને નેમ્યો. એની વર્તણુક સર્વ પ્રકારે અંગ્રેજોની વીરૂધ હતી, તેટલા માટે લોર્ડ એલનબરોએ સર હ્યુગફને લશ્કર આપી મોકલ્યો, ને પોતે પણ ચંબલ નદી સુધી લશ્કર લઈ ચઢી આવ્યો. સર હ્યુગફે માહારાજપુર આગળ અને તેજ દિવસે જનરલ ગ્રેએ

પનીઅર આગળ મરાઠાના મોટા લશ્કરનો ઘાણ વાળ્યો. આ બન્ને લડાઈમાં મરાઠાની તોપો તથા પુષ્કલ ખજાનો અંગ્રેજોને હાથ લાગ્યો. આથી હવે રાણી તાબે થઈ અને નીચેં પ્રમાણેની સરતોપર સલાહ કીધી:—જ્યાં સુધી જુવાન રાજા પુખ્ત ઉંમરનો થાય ત્યાં સુધી ગ્વાલીયરપર પંચ ઠરે તેથી રાજ ચલાવવું; માહારાણીને વર્ષાસન આપવું ને રાજસત્તામાં તેણે કંઈ ભાગ લેવો નહીં; ગ્વાલીયરમાં અંગ્રેજી લશ્કર રાખવું; એક રેસીડેન્ટ નિમવો ને તેના કહ્યા પ્રમાણે ચાલવું; ને મરાઠાનું લશ્કર ઓછું કરવું. આ પ્રમાણે સમાધાની કરી લોર્ડ એલન્બરો કલકત્તે પાછો ફર્યો. સિંધ તથા ગ્વાલીયરની સાથે ગવર્નર જનરલે ઉપર પ્રમાણેની વર્તણુક ચલાવી તે કોર્ટ આવ ડાઇરેક્ટરોને પસંદ પડી નહીં. માટે તેને પાછો બોલાવી લઈ તેની જગાએ સર હેનરી હાર્ડિંજને મોકલ્યો.

---

# પ્રકરણ ૭ મું.

---

## બ્રહ્મ દેશ સાથે પેહેલી લડાઇ ૧૮૨૩—૨૬.

લોર્ડ હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમહર્સ્ટ ગવર્નર જનરલ ઠર્યો. તેને અલખતે ઘણા દિવસ ન થયા એટલામાં બ્રહ્મી લોક જોડે લડાઈ સલગી ઊઠી. આ લોકે આસામ ને આરાકાન સુધી પોતાના રાજનો વીસ્તાર વધાર્યો તે છતાં બંગાળાની પૂર્વ તરફના સીમાડાપર આવેલા કંપનીના રાજ્યોપર ઉપદ્રવ કરવો શરૂ કર્યો; સાહ-

પુરીના ટાપુમાં કંપનીની રૈયતના બચાવ માટે રાખેલા તેર લશ્કરી સિપાઈઓપર હુમલો કરી તેમને ત્યાંથી હાંકી કાઢ્યા; અને તે ટાપુથી કેટલેક દુર કંપનીનું એક વહાણ લુટી લીધું, અને તેની અંદરના કપટાન તથા ખલાસીઓને કેદ કીધા. આ પ્રમાણે તેમનો ઉપદ્રવ દહાડે દહાડે વધતો ચાલ્યો તેથી લોર્ડ આમહર્સ્ટે લડાઈની તૈયારી કરી. ૧૮૨૩ માં આર્ચિબાલ્ડ કામ્પબેલ આનડામાનના ટાપુની નજદીક પોર્ટ કૉર્ણવાલીસમાં અંગ્રેજી લશ્કર એકઠું કરી એ લોકોપર ચઢી આવ્યો ને રંગુન લઈ લીધું. આ પછી રંગુનથી ઉત્તરે વીસ કોસપર આવેલા ડોનાબ્યુ શેહેર પર જનરલ કોટનને મોકલ્યો, પણ તે શેહેર હાથ કરી લેવામાં તેની કોશેશો નિષ્ફળ જવાથી, કામ્પબેલ સાહેબ પોતે ગયો, તેણે એ શેહેર હાથ કીધું. ત્યાર પછી કામ્પબેલ સાહેબે કામેડાઈન ને પ્રોમ લઈ લીધાં. કર્નલ માઈલ્સે મારટાબાન ટિનાસરીમ, ને મરગી લીધાં; અને જનરલ મોરીસે આરાકાન વગેરે શેહેરો લઈ લીધાં. આ અરસામાં આવાના રાજાએ સલાહનું કેહણ મોકલ્યું, પણ એમાંની સરતો એણે કબુલ નહીં રાખી એટલે થોડી મુદતમાં પાછી લડાઈ સળગી. ૧૮૨૬ માં પ્રોમ આગળ કામ્પબેલે બરમી લોકને હરાવ્યા; ને મેલુન લઈ લીધું. તથા બરમી લોકના નવા સેનાધિપતીને એકવાર ફરીથી પેઘામ આગળ હરાવ્યો; અને આવાથી પચાસ મૈલને છેટે યાનદાબો આગળ અંગ્રેજી લશ્કર ધસી આવ્યું. આથી આવાના રાજાએ જીતવાની આશા કેવલ છોડી દઈ આ પ્રમાણે સલાહ કીધીઃ—આવાના રાજાએ આસામ, કચર, જીન્ટીઆ, ને મનીપુર ઊપરના દાવા છોડી દેવા; આરાકાન ને ટીનાશ-

રીમ વગેરે ઠેકાણાં અંગ્રેજોને આપવાં; લડાઈના ખરચના પેટા-માં ત્રણ હફતે એક કરોડ રૂપીઆ આપવા; અને જયાં સુધી બીજો હફતો નહીં ભરે ત્યાં સુધી રંગુન અંગ્રેજોના હાથમાં રેહે.

## બ્રહ્મદેશ સાથે બીજી લડાઇ ૧૮૫૧—૫૨.

શીખ લોકો સાથે બીજી લડાઈ ચાલતી હતી એવામાં બ્રહ્મ-દેશમાં પાછી ગડબડ ઉઠી. રંગુનના સુબાએ અંગ્રેજી વકીલનું અપમાન કર્યું; અને જયારે તે વિશે તેણે આવાના રાજાને લખ્યું, ત્યારે તેને પાછો બોલાવી લઈ તેની જગાએ બીજાને નિમ્યો. પણ આ નવો આગળના કરતાં વધારે અયોગ્ય રીતે વર્તવા લાગ્યો, તેથી લામ્બર્ટ નૌકાધિપતીએ આવાના રાજા પાસે તે-ઓથી થએલી નુકસાનીનો બદલો માગ્યો.. તે રાજાએ તેપર ધ્યાન નહીં આપ્યું માટે અંગ્રેજી લશ્કરે બરમી લોકોના કિલ્લા ઘેરી લેવા માંડ્યા. લામ્બર્ટે જળને માર્ગે ને ગોડવીન સાહેબે જમીનને માર્ગે, તેના રાજપર હુમલા કર્યા. આગલાએ રંગુન ને પાછલાએ મા-ર્ટાબાન, પેગુ ને પ્રોમ જીતી લીધાં. ઈ. સ. ૧૮૫૨ માં આવાના રાજાને તેના ભાઈએ ગાદીપરથી ઉઠાડી મુક્યો ને તેણે પો-તાનું લશ્કર પાછું બોલાવી લઇ અંગ્રેજ જોડે નીચલી સરતો પર સલાહ કરીઃ—રંગુનની અંદરના અંગ્રેજ બંધવાઓને છોડી મુ-કવા; અને પેગુ તથા બીજા જીતી લીધેલા પ્રાંતો અંગ્રેજી રાજ સાથે જોડી દેવા.

---

# પ્રકરણ ૮ મું.

## આફગાનીસ્તાનની લડાઇ ૧૮૩૮—૪૨.

આફગાનીસ્તાનના રાજા શાહસુજાની સામે તેના ભાઈ મહમદે બળવો કીધો, અને તેના વજીર ફતેખાંની મદદથી તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે ગાદીએ બેઠો ૧૮૩૧. પણ પછવાડેથી મહમુદ અને ફતેખાં વચ્ચે અણબનાવ થવાથી, મહમદે ફતેખાંની આંખ ફોડાવી નંખાવી, ને ત્યારપછી મારી નંખાવ્યો. આ કારણથી મહમદના રાજ્યમાં સઘળે ઠેકાણે બળવો થયો. આવા ધમરાતના વખતમાં જે જેના હાથમાં આવ્યું, તે તેના ધણી થઈ બેઠા. ફતેખાંના ભાઈ દોસ્ત મહમદે હીરાત શિવાય સઘળી જગા હાથ કરી લીધી. શાહસુજા જેને તેના ભાઈ મહમદે ગાદીપરથી હાકી કાઢ્યો હતો તે હિંદુસ્તાનમાં અંગ્રેજને શરણ આવ્યો હતો; જેઓથી તેને મહીને દહાડે ૪,૦૦૦ રૂપીઆ ખરચના મળતા. એ રાજા પોતાનું રાજ પાછું મેળવવાની હરેક તક જોતો હતો. ૧૮૩૩ માં લાહોરના રાજા રણજીતસીંગ જોડે તેણે સલાહ કીધી, અને ભાવલપોરના રાજમાંથી પસાર થઈ સિંધુ નદી ઓળંગી શીકારપુર ભણી નિકળી ગયો. અહીંથી તેને કંદહારપર હુમલો કીધો પણ દોસ્ત મહમદે તેના લશ્કરનો ધાણ વાળ્યો ને વીખેરી નાંખ્યું, અને શાહસુજાને પાછું હિંદુસ્તાન આવી રહેવું પડ્યું.

ઈ૦ સ૦ ૧૮૩૮ માં ગવર્નર જનરલ લોર્ડ ઓકલેન્ડે લાહોરના રાજા રણજીતસીંગ જોડે મળી જઈ શાહસુજાને ફરીથી અફ-

ગાનીસ્તાનની ગાદીપર બેસાડવા ત્રણ તરફથી લશ્કર આફગાનીસ્તાન ભણી રવાને કર્યું હતું તેની સામે સિંધનાં અમીરો થયા, પણ તેમને વશ કરી તથા કરાચી હાથ કરી કંદહાર આગળ બીજા લશ્કરને તે જઈ મળ્યું. અંતે બલુચીસ્તાનના પાહડી મુલકમાંથી આગળ વધતાં આ મોટા લશ્કરને ચોરનો ભય, પાણીની તંગી અને દુશ્મનો તરફથી વારંવાર થતા હુમલાઓથી ઘણું દુ:ખ વેઠવું પડયું; તોપણ સહી સલામત જઈ ઈ૦ સ૦ ૧૮૩૮ માં શાહસુજાને ગાદીએ બેસાડી તેઓ ધિઝની તરફ ગયા. ત્યાર પછી સર જાનકીન કાબુલમાં આવ્યો, જ્યારે દોસ્તમહમદ તેને આવતો સાંભળી, કાબુલ અંગ્રેજોના હાંથમાં રેહેવા દઈ, બુખારાને રસ્તે નિકળી ગયો. આથી તે દેશમાં શાહસુજાના બચાવ માટે મી૦ મોકનાટનની સરદારી તળે કેટલુંક અંગ્રેજી લશ્કર રાખી બાકીનું હિંદુસ્તાન તરફ રવાને કર્યું. આફગાનો જેઓ શાહસુજાપર રાજી નહોતા, તેમની મદદ લઈ એકવાર ફરીથી દોસ્ત મહમદ અંગ્રેજોની સામો થયો. પણ સર રોબર્ટ સેલે તેને ફાવવા દીધો નહીં, ને ૧૮૪૦ માં પરવાન આગળ તેના લશ્કરનો ઘાણ વાળ્યો. આ લડાઈમાં હાર થયા પછી દોસ્ત મહમદ પોતાના એક સ્વાર સાથે છુપા પોશાકમાં કાબુલમાં આવ્યો અને ત્યાં મેકનાટન સાહેબને શરણ થયો. ત્યાર પછી એને હિંદુસ્તાન તરફ લઈ ગયા. જ્યાં એને અંગ્રેજસરકારે દર વર્ષે ૩૦,૦૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપી, લુધ્યાનામાં રેહેવાને ફરમાવ્યું. ત્યાર પછી થોડી મુદત સુધી કાબુલમાં સલાહ જારી રહી. આ વખતે મી૦ મોકનાટનને મુંબઈનો ગવરનર નીમ્યો, પણ તે

પોતાના નવા હોદાપર ગયો તેની આગમજ કાબુલમાં દોસત મહમદના છોકરા અકબરખાનની સરદારી હેઠળ એક મોટું બંડ સળગી ઊઠયું ઈ૰ સ૰ ૧૮૪૦. ખીબર પાસને રસ્તે વેપાર કરવા માટે અંગ્રેજોએ જે ચોકશ નાણાની રકમ અફગાનોને આપવા કહી હતી, તેથી અડધી રકમ આપવાથી તથા કાબુલની અંદરના અંગ્રેજી લસ્કરની ગેરવર્તણુંકથી ઊશકેરાઈ, અફગાનોએ અંગ્રેજો સામે આ બંડ ઉઠાવ્યું હતું. સર આલેકઝાંડર બર્ન્સ, કેપટન જૉનસન ને લેફટેનન્ટ બ્રાડફુટ માર્યા જવાથી મી૰ મેકનાટન પોતાના ત્રણ સરદારો મેકનઝી, લૉરેન્સ ને ત્રેવર સાથે સલાહનો બંદોબસ્ત કરવા અકબરખાં તરફ ગયો, ત્યારે અકબરખાંએ તેમને દગાથી ગોળી વતી મારી નાખ્યા. આવી રીતના કાવાદાવાથી અંગ્રેજનો એલચી ને તેના સોબતી માર્યા ગયા, તોપણ તેની સામે બાહાદુરીથી લડી તેમનું વેર લેવાને અંગ્રેજો પુરા સમર્થ ન હોતા. આથી મેજર પાટીંજરજે મેકનાટનની જગ્યાએ થયો હતો, તેણે અકબરખાં સાથે ઘણી શરમ ભરેલી સરતોપર સલાહ કરી અંગ્રેજી લસ્કર કાબુલમાંથી પાછું ફેરવ્યું. પણ કકડતી ઠંડી, ખોરાકની તંગી, ને દુશ્મનોના હુમલાથી કુર્દકાબુલ આગલ તેમના ૩,૦૦૦ માણસો મરણ પામ્યાં. વળી ખાઈબર ઘાટને રસ્તે બાકીના લશ્કરનો સઘળો ભાગ માર્યો ગયો ને ૧૫,૦૦૦ માણસના લશ્કરમાંથી ફક્ત ડાકટર બ્રાઈડન આ દુઃખદાયક આફતનું વર્ણન કરવા સહીસલામત જલાલાબાદ આવી પોહોંચ્યો. અંગ્રેજી લશ્કરે કાબુલમાંથી કુચ કરવા માંડ્યાને ત્રણ મહીના નહીં થયા એટલામાં બલવાખોરોએ શાહસુજાને મારી નાંખ્યો ૧૮૪૨. એજ વર્ષમાં લોર્ડ ઓકલંડે તેની જગાનું રાજીનામું આપ્યું; ને લોર્ડ એલનબરો ગવર્નર જનરલ ઠર્યો.

આ નવા ગવર્નર જનરલે પોલોકને લશ્કર આપી રવાને કર્યો. ખાઈબર ઘાટને રસ્તે થઈને તે જીતતો જીતતો જલાલાબાદમાં સેલને જઈ મળ્યો. થોડા મહીના પછી આ બન્ને સરદારોએ ટીઝીન પાસ નામની જગા આગળ અકબરખાંની સરદારી તળે અફગાનોને હરાવ્યા. આ લડાઈમાં હાર થવાથી અકબરખાંએ અંગ્રેજી કેદીઓને તુર્કસ્તાન લઈ જઈ, ગુલામો તરીકે વેચી નાખવાનો નિશ્ચય કીધો હતો; પણ તેવામાં અંગ્રેજોએ સલી મહમદખાંને લાંચ આપી તેમને છોડવ્યા. ૧૮૪૨ માં જનરલ નોટે સમસુદીનખાંને ૧૨,૦૦૦ અફગાનો સાથે નોની ને નાઈદન આગળ હરાવ્યો. હવે લોર્ડ એલનબરોએ જોયું કે અફગાનીસ્તાનમાં રહેવું લાભકારક નથી, માટે તેણે અંગ્રેજી લશ્કરને પંજાબને રસ્તે ફીરોજપૂર ભણી રવાને કરવાનો હોકમ કર્યો.

# પ્રકરણ ૯ મું.



## પંજાબની પેહેલી લડાઈ ૧૮૪૪—૪૭.

શીખ લોકોનો રાજા રણજીતસીંગ જે ૧૮૩૯ માં મરણ પામ્યો, તેની પછી એ રાજમાં ભારે ગડબડાટ ઉઠ્યો ને લશ્કરી લોકોનું જોર વધારે ચાલવા માંડયું. એની પછી એનો છોકરો કરકસીંગ ગાદીએ બેઠો. ધીઅનસીંગ નામના પ્રધાને કરકસીંગને મારી નંખાવ્યો. થોડા દીવસ પછી ધીઅનસીંગ પોતે પણ માર્યો ગયો, તેથી કેટલાક સરદારોએ રણજીતસીંગની માનીતી ઓરત ચાંદકોરના પેટના છોકરા ધુલપસીંગને ગાદીએ બેસાડયો.

એણે અંગ્રેજના તાબાના મુલકપર ચઢાઈ કરવા લશ્કર મોકલ્યું, પણ ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજે પેહેલેથીજ મીરત ને લુધ્યાંના વચ્ચે સર હ્યુ ઘોઘની સરદારી હેઠલ થોડુંક લશ્કર રવાને કર્યું હતું; ને પોતે પણ કલકત્તા છોડી તેની નજદીકમાં છાવણી કરી રહ્યો હતો. ૧૮૪૫ માં લાલસીંગની સરદારી તળે શીખ લોકો મુડકી આગલ અંગ્રેજોની સામા થયા ને ભારે યુદ્ધ ચાલ્યું. એ લડાઈમાં સર રોબર્ટ સેલ માર્યો ગયો; અને શીખ લોકોએ સારી બાહાદુરી દેખાડી, પણ આખરે સર હ્યુ ઘોઘની સરદારી તળે અંગ્રેજોનો જય થયો, ને તેમને નાહસી જવું પડ્યું. પાછળથી થોડાજ દીવસમાં ફીરોજપુરમાં શીખ લોકો એકઠા થયા ને પાછા સામા થયા. આ વખતે ગવર્નર જનરલ સર હેનરી હાર્ડિંજ પણ સર હ્યુ ઘોઘના હાથ હેઠલ એક લશ્કરની સરદારી લઈ શીખ સામે લડ્યો હતો. આ લડાઈમાં દુશ્મનોની ૭૩ તોપ અંગ્રેજને હાથ આવી ખરી, પણ અંગ્રેજી લશ્કરનો સાતમો ભાગ મારચો ગયો.

ઈ૦ સ૦ ૧૮૪૫ માં બંદોવાલ નામની જગા આગળ ગુલાબસીંગની સરદારી તળે શીખ લોકે સર હેરી સ્મીથની સરદારી તળે અંગ્રેજી લશ્કરને હરાવ્યું. પાછળથી સર હ્યુ ઘોઘ હેરી સ્મીથના લશ્કર સાથે મળી જઈ આલીવેલ ને સોબ્રેઓન આગળ શીખ લોકોને હરાવ્યા. ઈ. સ. ૧૮૪૬ હવે લાહોરપર અંગ્રેજોએ જવાની તૈયારી કરવા માંડી, એટલે માહરાજા ધુલપસીંગ પોતે શરણ આવ્યો, અને આ નીચલી સરતો પર સલાહ કરવામાં આવીઃ—શીખ લોકોએ બીઆ ને સતલજની વચ્ચેનો મુલક અંગ્રેજોને આપવો; લડાઈના ખરચને પેટે એક ચોકસ નાણાની રકમ આપવી; ૧૦,૦૦૦

માણસનું અંગ્રેજી લશ્કર લાહોરમાં રાખવું; પંજાબમાં એક રેસીડેન્ટ રહે; અને ગુલાબસીંગને કાશ્મીર અને તેની આસપાસની જગા આપવી.

## પંજાબની બીજી લડાઈ ૧૮૪૮—૧૮૫૧.

લોર્ડ ડેલૌજી ગવર્નર જનરલ થયો, તેને ઝાઝા દીવસ થયા નહીં, એટલામાં પંજાબમાં પાછી લડાઇ સળગી. ૧૮૪૮ માં મુલતાનના હાકેમ લાલા મુલરાજે અંગ્રેજોને પોતાના દેશમાંથી હાંકીકાઢવા ખટપટ ચલાવા માંડી. આ કારણથી અંગ્રેજોએ તેને બરતરફ કરી તેની જગાએ સીરદારખાંસીંગને નિમ્યો ને બંગાલાના મુલકી ખાતાના અધિકારી મી૦ વાન્સ આગન્યુ અને મુંબાઇના લશ્કરી ખાતાના અધિકારી એંડરસનને વકીલ તરીકે મોકલ્યા કે તરતજ મુલરાજના લશ્કરે તેમનાપર હલ્લો કર્યો, ને બન્ને અધિકારીઓને નિર્દય રીતે મારી નાખ્યા, અને શીખ તથા ગુરખા લોકોને ઊશકેરી સેહેજવારમાં આખા પંજાબ પ્રાંતમાં બળવો મચાવી દીધો. વળી અંગ્રેજી લશ્કરના દેશિ સિપાઇને ફોડી અંગ્રેજો સામે આ બળવામાં સામેલ થવાને સમજાવ્યાં. આવા ગભરાટ વચ્ચે લેફટનેન્ટ એડવર્ડિસે ભાવલપૂરના રાજા ભાવલખાંની મદદ લેઇ અને દેરા ઇસમાલના કિલ્લાના સરદાર કોર્ટલેન્ડટ સાથે જોડાઇ જઇ કિનેરી અને સદુસેમ આગળ શીખલોકોને હરાવ્યા. આ પછી જનરલ વિશે મુલતાનપર ઘેરો નાખ્યો; પણ તેની પાસે પુરતો લડાઇનો સરમજામ નહી હોવાથી તેને તે ઘેરો ઊચકી લેવો પડ્યો. ૧૮૪૮ માં લોર્ડ ઘોઘે રામનગર આગળ શત્રુને હરાવ્યા. આ પછી તરતજ બીજી લડાઇ ચિલીઅનવાલાની પાસે ભારે જોસમાં થઇ તેમાં બન્ને પક્ષના ઘણા માણસો

માર્યા ગયા. આ અરસામાં જનરલ વિશે, મી૦ એડવર્ડિસ સાથે મળી જઈ મુલતાનપર પાછો ઘેરો નાખી તે તાબે કરી લીધું; ને મુળરાજ પોતાની મેળે શરણ થયો. એનાપર એનડરસન અને એગન્યુને મારી નાંખવાનો વાંક મુકી એને જન્મકેદ કીધો. ૧૮૪૯ માં ગુજરાત આગળ એક બીજી લડાઈ થઈ જેમાં લોર્ડ ઘોઘે શેહેરસીંગને હરાવ્યો. ત્યાર પછી શીખ લોકે પોતાના હથીયાર છોડી દીધાં ને અંગ્રેજને શરણ થયા. ૧૮૫૨ માં લોર્ડ ડેલૌજીએ પોતાનો ઢંઢેરો બહાર પાડી પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખ્યો, ને ધુલપસીંગને વરસ દહાડે ૫૦,૦૦૦ પાંડ આપવાને કબુલ કર્યું.

---

# પ્રકરણ ૧૦ મું.

## લોર્ડ કલાઇવ.

લોર્ડ કલાઈવ ઈ. સ. ૧૭૨૫ માં જન્મ્યો હતો. એ ઈસ્ટઇંડીઆ કંપનીના હાથ તળે ઈ. સ. ૧૭૪૩ માં કારકુન તરીકે મદ્રાસ આવી પોહોંચ્યો. પાછળથી એ લસ્કરી ચાકરીમાં દાખલ થયો. એણે ઈ. સ. ૧૭૫૦ માં કર્ણાટકની રાજધાની આર્કટ પર ઘેરો ઘાલ્યો; ને ૧૭૫૧ માં આરની આગળ રાજા સાહેબને હરાવી કર્ણાટકના આગલા નવાબ અનવારૂદીનના છોકરા મહમદઅલીને આર્કોટનો નવાબ ઠેરવ્યો. ફતેહઆબાદ નામનું શેહેર જે દુપ્લીએ બંધાવ્યું હતું, તથા એક મિનારો ઉભો કરાવ્યો હતો તેનો એણે એજ વર્ષમાં નાશ કર્યો. ઈ. સ. ૧૭૫૨ માં એણે ફ્રેન્ચોપર ટ્રિચીનોપોલી આગળ હુમલો કર્યો

તથા કોવલાંગ ને ચીંગલપટના કિલ્લા તાબે કર્યા. ઈ. સ. ૧૭૫૫ માં એ ફોર્ટ સેન્ટ ડેવીડનો હાકેમ ઠર્યો. ૧૭૫૬ માં મરાઠા દરીયાઈ લુટારા લોકોનો ઘેરીઆ નામનો કિલ્લો એણે કબજે કરી લીધો; ને તેમાંથી તેઓના સરદાર તુલાજી આંગરીઆને હાંકી કાઢ્યો. ૧૭૫૭ માં એણે ફ્રેન્ચ લોકોનું ચંદ્રનગર નામનું શેહેર લઈ લીધું; અને સુરાજાદાઉલાને પ્લાસીની લડાઈમાં હરાવી તેના સરદાર મીરજાફરને તેની જગાએ નવાબ ઠરાવ્યો.

ઈ. સ. ૧૭૫૮ માં ક્લાઈવે દિલ્હીના શેહેનશાહ શાહઆલમ અને અયોધ્યાના હાકેમ સુજાદઉલા સામે મીરજાફરનો બચાવ કર્યો, માટે મીરજાફરે પોતાને કંપની તરફથી કલકત્તાની આસપાસની જગાનું દર વર્ષે જે ૩૦,૦૦૦ પૌંડનું ભાડું મળતું હતું તે ક્લાઈવને તેની જીંદગી સુધી આપવાને કબુલ કર્યું. ઈ. સ. ૧૭૬૫ માં ક્લાઈવે બંગાળા, ઓરીસા, ને બાહાર અંગ્રેજી રાજ સાથ જોડી નાંખ્યા. ને તેનું મેહેસુલ એકઠું કરવાનો હક અંગ્રેજોને આપ્યો. એણે કંપનીના ચાકરોનો પગાર વધારી આપ્યો, ને તેમને ખાનગી વેપાર કરતા બંધ પાડ્યા; ને જ્યારે અંગ્રેજી લસ્કર લડાઈપર જાય ત્યારે તેમને બેવડું ભાથું આપવું એવું નક્કી કર્યું. વળી મીરજાફરે પોતાના વશીયત નામામાં ક્લાઈવને ૬૦,૦૦૦ પૌંડ આપવા જણાવ્યા હતા. આ નાણાની રકમ ક્લાઈવે ઘાએલ થએલા અને માંદગી ભોગવનારા સિપાઈના ઉપયોગમાં નાંખવાને કંપનીને સ્વાધીન કરી હતી. એની કિર્તિની અદેખાઈ લાવી એની સામે રાજ્યની એક ટોળી ઊભી થઈ, જેઓએ એનીપર કેટલાક ગુન્હા મુકી એની તપાસ ચલાવવા માંડી; પણ એના ઉપર એકે ગુન્હો સાબીત થયો નહીં. એ ઈ. સ. ૧૭૭૪ માં મરણ પામ્યો.

# શીવાજી.

શાહજીનો છોકરો શીવાજી ઈ૦ સ૦ ૧૬૨૭ માં સ્વીનરીના કિલ્લામાં જન્મ્યો હતો. ૧૬૪૬ માં એણે પૂણાથી વીશ મૈલને છેટે આવેલી તોરનીઆની ટેકરીપર ધસારો કરી તે કબજે કરી લીધી. એની ફતેહની અદેખાઈ કરીને વિજાપુરના રાજા અલી આદીલશાહે અફઝલખાં નામના પોતાના એક સરદારને કેટલુંક લશ્કર આપી શીવાજી સામો મોકલ્યો. અફઝલખાં સાથની લડાઈમાં પોતે ફાવશે નહીં એવું ધારી શીવાજીએ તેની સાથે દગો રમી તેના લશ્કરનો ઘાણ વાળવાનો નિશ્ચય કર્યો. એણે સલાહ કરવાનું ખોટું ડોળ ઘાલી પ્રતાપગઢની પડોશની એક ઉજાડ જગાપર અફઝલખાંને વગર હથીયારે એકજ સરદાર સાથે મળવાને બોલાવ્યો. આ વખતે શીવાજીએ પોતાનાં લશ્કરને હથીયાર બંધ કરી એક છુપી જગામાં રાખી મૂકેલું હતું; અને પોતે પણ હથીયાર સજી તે ઉપર એક ઝભો પેહેરી રાખ્યો હતો. હવે જ્યારે અફઝલખાં તેને મળવા આવ્યો, ત્યારે શીવાજીએ ભેટવાને બહાને તેના પેટમાં પોતાના હથીયાર ભોકી દીધાં અને પોતાના માણસોને તેના લશ્કરપર તુટી પડવાને નિશાન કરી. ઈ. સ. ૧૬૬૩ માં શીવાજીએ સુરત લુટ્યું. ઇ. સ. ૧૬૬૫ માં એ મરાઠા લોકોનો રાજા થયો. આ વખતે એણે પોતાની તુલ્યના સોનાથી કરી અને તે સોનું બ્રાહ્મણોને વેહેંચી આપ્યું. એજ વર્ષમાં પુણાની નજદીક સીંધર આગલ મોગલોથી એની હાર થઈ અને એને પોતાના અર્ધા કિલ્લા ઔરંગજેબને આપવા પડ્યા. એણે વિજાપુર અને ગોવળકોંડના રાજા પાસેથી ચોથ લેતી કીધી હતી. ઈ. સ. ૧૬૮૦ માં રેઘરના કિલ્લામાં એ મરણ પામ્યો.

## ચંદા સાહેબ.

એ આર્કાટનો નવાબ દોસ્તઅલી જે ઈ. સ. ૧૭૪૦ માં મરાઠા સામે લડતાં એમ્બુર આગળ માર્યો ગયો હતો, તેનો વજીર ને જમાઈ થતો હતો. એનું ખરૂં નામ હુસેન દોસ્તખાં હતું. ઇ૦ સ૦ ૧૭૪૧ માં મરાઠા લોકોના સરદાર મોગાજીરાવે એને સતારાના કિલ્લામા કેદ કીધો હતો. ઈ. સ. ૧૭૪૮ માં સાત વર્ષ સુધી કેદખાનું ભોગવ્યા પછી દુપ્લીએ મોરારીરાવને સાત લાખ રૂપીઆ આપી ચંદા સાહેબને છોડવ્યો. એણે ઈ૦ સ૦ ૧૭૫૦ માં આર્કાટની ગાદીના વારસ અનવારૂદીન સામે તે ગાદીનો દાવો કીધો. પાછળથી એ બન્ને વચ્ચે લડાઈ થઈ જેમાં અનવારૂદીન માર્યો ગયો અને ચંદા સાહેબ પોતે આર્કાટનો નવાબ થયો. પણ કલાઈવે કર્નાટકની રાજધાની આર્કાટપર ઘેરો નાંખ્યો ને ચંદા સાહેબના છોકરા રાજા સાહેબને આર્નિ આગળ હરાવી મહમદ અલીને આર્કાટનો નવાબ ઠેરવ્યો. વળી આ વખતે ફ્રેંચો તરફથી ચંદા સાહેબને મદદ મળતી બંધ પડવાથી તે તાંજોરના લસ્કરના ઉપરીને શરણે ગયો, જેણે ઈ૦ સ૦ ૧૭૫૨ માં દગાથી એને મારી નખાવ્યો.

## હૈદરઅલી.

હૈદરઅલી ઈ. સ. ૧૭૦૨ માં જન્મ્યો હતો. ઈ. સ. ૧૭૬૦ માં એણે મહીસૂરના રાજાના પ્રધાન નાનદીરાજને હરાવ્યો; અને મહીસૂરના રાજાને તથા નાનદીરાજને એક ચોકસ રકમ આપવા કહી તે રાજાને મહીસૂરની ગાદી ત્યાગ કરવાને ફરજ પાડી. ઈ૦ સ૦ ૧૭૬૩ માં એણે બેદનોરનો કિલ્લો જીતી લીધો. ઈ૦ સ૦ ૧૭૬૭ માં નિઝામ, મરાઠા, મહમદઅલી ને અંગ્રેજ સરકારે

હૈદર સામે એકસંપ કર્યો હતો. પણ નિઝામ અને મરાઠાઓને લાંચ આપી હૈદરે પોતાની તરફ ખેંચી લીધાં, તોપણ અંગ્રેજી લશ્કરના સરદાર કર્નલ સ્મીથે ચંગામના અને ટ્રીનોમાલી આગળ એને હરાવ્યો. વળી માંગલોર અને હોનોર વગેરે કેટલા કિલ્લા અંગ્રેજને હાથ ગયા. ઈ૦ સ૦ ૧૭૬૯ માં હૈદર અને અંગ્રેજો વચ્ચે નીચલી સરતોપર સલાહ થઈ:—લડાઈમાં લીધેલા એક બીજાના ગામો પરસ્પર પાછાં આપવાં; અને પારકા રાજવાળાની સામે એક બીજાને મદદ આપવી. આ સલ્લાહ થઇ તે છતાં ઈ. સ. ૧૭૮૦ માં એક મોટા લસ્કર સાથે હૈદર કર્ણાટક સુધી નાશ કરતો વધી આવ્યો, અને એના છોકરા ટીપુએ પોલીલોર આગળ કર્નલ બેલીના લશ્કરનો ઘાણ વાળ્યો. ઈ. સ. ૧૭૮૧ માં સર આયરકુટે પોર્ટોનોવો, પોલીલોર, અને સોલીંઘર આગળ હૈદરને હરાવ્યો. હૈદર ઈ૦ સ૦ ૧૭૮૨ માં ચીતોડ આગળ મરણ પામ્યો.

## ટીપુ.

એ હૈદરઅલીનો છોકરો હતો. ઈ૦ સ૦ ૧૭૮૩ માં એણે બેદનોરનો કિલ્લો હાથ કીધો અને તે કિલ્લાનો સરદાર મેથ્યુ બીજા કેટલાએક સાથે કેદ પકડાયો. એણે કેનેરા અને કુર્ગપર ચઢાઈ કીધી અને ૧,૦૦,૦૦૦ કેદીઓને મહીસુર લાવી તેઓ પાસે જોર જુલમથી ઈસલામી ધર્મ કબુલ કરાવ્યો. ઈ૦ સ૦ ૧૭૮૯ માં એણે ટ્રાવનકોરના રાજા સામે ચઢાઈ કીધી, પણ એની હાર થઈ અને ભારે નુકશાન સાથે પોતાને પાછું હઠવું પડયું. ઈ૦ સ૦ ૧૭૯૧ માં કોર્નવોલીસે બાંગલોર ને નંદીદુર્ગ હાથ કર્યાં અને ટીપુને સિરિંગાપટમથી કેટલેક દુર એરીકેરા નામની જગા આગળ હરાવ્યો. ઈ. સ. ૧૭૯૨ માં સિરિંગાપટમ પર કોર્નવોલીસ સાહેબ

ચઢી આવ્યો ત્યારે ટીપુએ ખુશીથી નિચલી સરતોપર સલાહ કરવા જણાવ્યું:—ટીપુએ તેના દેશનો અર્ધો ભાગ અંગ્રેજોને આપવો; એક ચોકસ રકમ અંગ્રેજોને આપવી; અંગ્રેજી કેદીઓને છોડી મુકવા; અને જ્યાં સુધી આ ઉપલી સરતો અમલમાં લાવે ત્યાં સુધી પોતાના બે છોકરા અંગ્રેજને સ્વાધીન કરવા. ઈ૦ સ૦ ૧૭૯૯ માં સિરિંગાપટમની લડાઈમાં ટીપુ માર્યો ગયો. એને "ટાઈગર આવ માઈસોર" એટલે "મહીસોરનો વાઘ" કરી કહેતા હતા.

---

# પ્રકરણ ૧૧ મું.

## હેસ્ટીંગ્સની રાજ્યનીતિ ૧૭૭૩—૧૭૮૫.

વોરન હેસ્ટીંગ્સ ૧૭૭૩ માં પેહેલા ગવર્નર જનરલ ઠર્યા. જનરલ કલેવરીંગ, કર્નલ મોનસન, મી૦ ફ્રાન્સીસ અને મી૦ બારવેલ એ એની કૌન્સીલના ગૃહસ્થો હતા. એમાંના ઉપલા ત્રણ એની વિરૂદ્ધ મતના હતા. ૧૭૭૪ માં હેસ્ટીંગ્સે કૌન્સીલની વિરૂદ્ધ થઈ રોહીલા લોકની સામે અયોધ્યાના નવાબ સુજાદાઉલાને મદદ આપી. એજ વર્ષમાં એની ઉપર કલકત્તાના ધનવાન બ્રાહ્મણ નંદકુમારે રૂશ્વતનું તોહોમત મૂક્યું હતું. પણ એટલામાં નંદકુમાર જુઠા દસ્તાવેજની ઠગાઈમાં પકડાયો, તેથી તેની તપાસ થઈ અને તેને ફાંસીની શીક્ષા મળી. બનારસના જાગીરદાર ચેતશીંગ અને અયોધ્યાના નવાબ અઝેફઅદદઉલા સાથની એની વર્તણુંકને માટે કોર્ટ આવ દાઈરેકટરોએ હેસ્ટીંગ્સને ઠપકો આપ્યો. આ ઉપરથી એણે પોતાની જગ્યાનું

રાજીનામું આપી ૧૭૮૫ માં પોતાનો હોદ્દો છોડ્યો. પેહેલાં તો એને ઇંગ્લાંડ જતાં સારો આવકાર મળ્યો; પણ પાછળથી પીટ, બર્ક, ફ્રાન્સીસ, ડનડાસ અને એવાજ બીજા મહાન પુરૂષોની ટોળી એની સામે ઉભી થઇ; ને એની ઉપર મુકાએલા આગલા વાંકોને માટે એની તપાસ ચલાવવા માંડી. આ તપાસ દસ વર્ષ સુધી ચાલ્યા પછી ૧૭૯૫ માં એ બીન ગુનેહગાર ઠર્યો. એ પોતાની ૮૬ વર્ષની ઊમ્મરે ઇ૦ સ૦ ૧૮૧૮ માં મરણ પામ્યો.

## લોર્ડ કોર્નવોલીસની રાજ્યનીતિ ૧૭૮૬—૧૭૯૩.

એ ઈ. સ. ૧૭૮૬ માં ગવર્નર જનરલ ઠર્યો. એને શાંતીમાં રાજ ચલાવાને સુચના મળી હતી; પણ ટીપુ ઈ. સ. ૧૭૮૪ ની માંગલોર આગળ થએલી સલાહની સરતો રદ કરી જાહેરમાં લડાઈની તૈયારી કરવા લાગ્યો. આ વખતે લોર્ડ કોર્નવોલીસ સાહેબ જાતે લસ્કરનો સરદાર થયો અને બેંગલોર, નંદીદૂર્ગ વગેરેના કિલ્લા લઈ, ટીપુને સેરીંગપટ્ટમ આગળ હરાવ્યો ઈ. સ. ૧૭૯૧; ને તેને સલાહ કરવાની ફરજ પાડી. ટીપુ સાથની લડાઈમાં એને ભાગે ૫૦,૦૦૦ પોંડ આવ્યા હતા, તે એણે પોતાના લશ્કરના સીપાઇ વચ્ચે વેહેંચી આપ્યા. એણે કંપનીના નોકરોને પગાર વધારી આપ્યો, ને તેમને ખાનગી વેપાર કરતા અટકાવ્યા; ન્યાય ખાતામાં સુધારો કર્યો; અને દેશિઓને રાજની અંદરના મોટા હોદ્દામાંથી બાતલ કર્યા. એણે જમીનનું મેહેસુલ એકઠું કરવા માટે જમીનદારી, રૈયતવારી અને વિલેજ એવી ત્રણ રીત દાખલ કરી. એ ૧૭૯૩ માં ઇંગ્લાંડ ગયો.

# સર જાન શોરની રાજ્યનીતિ ૧૭૯૩—૧૭૯૮.

લોર્ડ કોર્નવોલીસ પછી સર જાન શોર નિમાયો. તેણે શાંતીથી રાજ ચલાવવાનું નક્કી કરી, દેશી રાજવાળાની ખટપટમાંથી મન કાઢી નાખ્યું. એણે મરાઠા સામે નીઝામને મદદ કરી નહી. ૧૭૯૫ માં બંગાલામાં અંગ્રેજી લશ્કરે પગાર વધારવા અરજ કરી અને બળવો કર્યો, ત્યારે એણે તેમની અરજ કબુલ રાખી તે બળવો સમાવ્યો.

આ ઉપરથી કોર્ટ ઓફ ડાઇરેક્ટરોએ એને ઈ. સ. ૧૭૯૮ માં બોલાવી લીધો.

# લોર્ડ મોર્નિંગટનની રાજ્યનીતિ ૧૭૯૮—૧૮૦૫.

લોર્ડમોર્નિંગટને આવતાં વાર નિઝામ સાથે કોલકરાર કરી સીકંદ્રાબાદમાં અંગ્રેજી લશ્કર પાકું રખાવ્યું. એના વખતમાં ટીપુએ લડાઈની તૈયારી પાછી સજવા માંડી હતી. ટીપુએ ફ્રાન્સના પ્રખ્યાત નેપોલીઅન સાથે કાગજ પત્રનો વેહેવાર ચાલુ રાખ્યો હતો; અને ફ્રેન્ચ એલચીઓ એની દરબારમાં આવ જાવ કર્યા કરતા હતા. આથી મોર્નિંગટન સાહેબે જનરલ હેરીસને અંગ્રેજી લશ્કરનો ઉપરી ઠરાવી ટીપુ સામે મોકલ્યો. ૧૭૯૯ માં સિરિંગાપટનની છેલ્લી લડાઈમાં ટીપુ માર્યો ગયો. મોર્નિંગટનના વખતમાં સિંધીયા અને હોલકરને પેશવાના રાજમાંથી હાંકી કાઢી પેશવાને પાછો ગાદીએ બેસાડવામાં આવ્યો હતો. ૧૮૦૫ માં જ્યારે એ હિંદુસ્તાન છોડી ગયો ત્યારે એને અંગ્રેજ સરકાર અને ઈસ્ટ ઇંડીઆ કંપની તરફથી ભારે માન સાથે ઇંગ્લાંડમાં દાખલ કર્યો હતો. એની પછી લોર્ડ કોર્નવોલીસને એક વાર ફરીથી ગવર્નર જનરલ ઠરાવી હિંદુસ્તાન

અણી રવાને કરવામાં આવ્યો. પણ હિંદુસ્તાન તરફ આવતાં બનારસની નજદીક ગાજીપુર આગળ એ મરણ પામ્યો ૧૮૦૫. તેની પછી સર જૉર્જ બાર્લો ગવર્નર જનરલ નિમાયો ૧૮૦૫.

## સર જૉર્જ બાર્લોની રાજ્યનીતિ ૧૮૦૫—૧૮૦૭.

સર જૉર્જ બાર્લો ૧૮૦૫ માં ગવર્નર જનરલ ઠર્યો. એની રાજ્યનીતિ પોતાના રાજ્યમાં શાંતિ જાળવવાની હતી તેથી, બુનદી અને જયપુરના મળતીઆ રાજાઓને સિંધીઆ ને હોલ્કર સામે એણે મદદ નહીં કરી; ને હોલ્કર તથા સિંધીઆ જોડે નજીવી સરતોપર સલાહ કરી. વળી એણે એવો હુકમ કર્યો કે લશ્કરી લોકે કપાળે ટીલું કરવું નહીં, બધાએ દાઢી મુછ એક સરખી રાખવી તથા પાઘડીનો ઘાટ એક સરખો રાખવો. આ કારણોથી ઈ૦ સ૦ ૧૮૦૬ માં સીકંદ્રાબાદ, વલાજાબાદ અને નન્દીદુર્ગમાં અંગ્રેજો સામે બળવો થયો. આવી એની રાજ્યનીતિથી મદ્રાસના ગવર્નરની જગાએ બાર્લોની બદલી થઈ ઈ૦ સ૦ ૧૮૦૭. અહીંઆ પણ ટેન્ટ કોનટ્રેકટનો ધારો કાઢી નાંખવાથી તે ઘણો અલખામણો થઈ પડ્યો, અને બંડો ઉઠ્યાં પણ ભારે હરકત ન થતાં સમી ગયાં.

## લોર્ડ મિન્ટોની રાજ્યનીતિ ૧૮૦૭—૧૮૧૩.

લોર્ડ મિન્ટો ૧૮૦૭ માં ગવર્નર જનરલ ઠર્યો. એનો વિચાર બાર્લોની માફક શાંતિ જાળવી રાખવાનો હતો. આ વખતે રૂશિઅન લોક હિંદુસ્તાનપર ચઢી આવે છે એવી ધાસ્તી લાગવાથી એણે લાહોર, અફગાનીસ્તાન તથા ઇરાનની દરબારમાં એલચી મોકલ્યા અને અંગ્રેજ સરકારની વિરૂદ્ધ રાજવાલાઓને તેમના દેશમાંથી રસ્તો નહીં આપવાને જણાવ્યું. એના વખતમાં જાવા,

બુબાન, અને આઇલ આવ ફ્રાન્સ વિગેરે જેટ લઈ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખવામાં આવ્યાં હતાં.

## લોર્ડ મોઇરાની રાજ્યનીતિ ૧૮૧૩—૧૮૨૩.

લોર્ડ મિન્ટો પછી લોર્ડ મોઇરા ગવર્નર જનરલ ઠર્યો ૧૮૧૩. એને માર્ક્વિસ આવ હેસ્ટીંગ્સ પણ કહેતા. એણે આવતા વાર નેપાળના વગડાઉ લોકો જોડે લઢાઈ કરવાની તૈયારી કરવી પડી. લાંબો વખત સુધી અંગ્રેજો સામે બાથ ભીડ્યા પછી એ લોકને અંગ્રેજી રાજની તાબેદારી કબુલ રાખવી પડી. એના વખતમાં પુનાના છેલ્લા પેશવા બીજા બાજીરાવને તથા નાગપુરના રાજા આપા સાહેબને આખરે શરણે થવાની જરૂર પડી. પિંઢારા તથા બીજા લૂટારા જેઓ લૂટફાટ ચલાવવાનો ધંધો લઈ બેઠા હતા તેમની સામે લશ્કર મોકલી તેઓને મારી હઠાવ્યા.

## લોર્ડ આમ્હર્સ્ટની રાજ્યનીતિ ૧૮૨૩—૧૮૨૮.

લોર્ડ હેસ્ટીંગ્સ પછી લોર્ડ આમ્હર્સ્ટ ગવર્નર જનરલ ઠર્યો. એને આવ્યાને થોડી મુદત વીતી નહીં એટલામાં બરમી લોક જોડે લઢાઈ સળગી ઉઠી પણ આખરે તેમને સલાહ કરવી પડી. ભરતપુરનો કિલ્લો જે હિંદુસ્તાનમાં અજીત્ય ગણાતો હતો તે એના વખતમાં અંગ્રેજ સરકારને તાબે થયો. ૧૮૨૬ માં બરકપુરમાં દેશિ પલટણે બંડ મચાવ્યું, પણ તેજ લશ્કરના સરદાર ઈ૦ પિગટે બેસાડી નાંખ્યું.

## લોર્ડ વિલીયમ બેંટીકની રાજ્યનીતિ ૧૮૨૮—૩૫.

લોર્ડ આમ્હર્સ્ટ પછી લોર્ડ વિલીયમ બેંટીક ૧૮૨૮ માં ગવર્નર જનરલ ઠર્યો. એ અગાઊ મદ્રાસનો ગવર્નર થઈ ગયો

હતો. એ ઘણો ઉદાર, પ્રમાણીક, દ્રઢ વિચારનો અને લોકોનું ભલું કરવામાં ખંતી હતો. એણે ૧૮૩૪ માં કુર્ગ કંપનીનાં રાજ્ય સાથે જોડી નાખ્યું. એણે એવો ઠરાવ કીધો કે જ્યારે લશ્કરી સિપાઈઓ કંપનીના રાજના સિમાડાથી દૂર કુચ કરી જાય ત્યારેજ તેમને બેવડું ભાથું આપવું. આથી લશ્કરી ખાતામાં ઘણી બેદીલી ઉત્પન્ન થઈ, અને સેનાપતિ લોર્ડ કોમ્બરમીઅર પોતાની ચાકરી છોડી વિલાયત ચાલતો થયો. એણે કેટલાક "સદર આમીનો" નિમ્યા, અને અલાહબાદમાં અરજ કરવાની એક અદાલત સ્થાપી. હિંદુઓમાં સતી થવાનો ચાલ હતો તે બંધ કરી, એવું કામ કરે તેને શિક્ષા કરવી એવું ઠરાવ્યું. લુટારાની ટોળી જે ઠગના નામથી ઓળખાતી હતી તે વીખેરી નાખવામાં અને તેમના દુષ્ટ ધંધાનો અટકાવ કરવામાં ગવર્નર જનરલે જોઈતા ઉપાયો લીધા. એણે દેશિઓમાં અંગ્રેજી વીદ્યા ફેલાવવામાં ઘણી મેહેનત લીધી હતી. એના વખતમાં હિંદુસ્તાન અને વિલાયત વચ્ચે પેહેલ વેહેલાં વરાળયંત્ર ચાલુ થયાં.

## લોર્ડ ઓકલાંડની રાજ્યનીતિ ૧૮૩૬—૧૮૪૨.

લોર્ડ ઓકલાંડ ૧૮૩૬ માં ગવર્નર જનરલ ઠર્યો. આફ્ગાનીસ્તાનના રાજા સાહસુજાને તેની ગાદી પાછી અપાવવા માટે એણે સર જાનકીનની સરદારી તળે એક મોટું લશ્કર આફ્ગાનીસ્તાન ભણી મોકલ્યું હતું; પણ આ લડાઈથી વધારે લાભ હાંસલ થવાનાં ચિન્હો નહીં દેખાયાં તેથી અને જ્યારે ૧૮૪૨ માં શાહસુજા અફ્ગાનોથી માર્યો ગયો, ત્યારે એની પછી ઠરેલા ગવર્નર જનરલે અંગ્રેજી લશ્કરને હિંદુસ્તાન ભણી પાછા આવવાને

હુકમ કર્યો. વળી ૧૮૪૦ માં ચીન સાથની પેહેલી લડાઇ સળગી ઉઠી. આ કારણથી ઓકલૅંડે સર હ્યુ ઘોઘને લશ્કર આપી રવાને કર્યો. આ સરદારે ચીનાઓ ઉપર ઊપરા સાપરી ફતેહ મેળવી, તેથી ચીનના શેહેનશાહને નાનકીન આગળ સલાહ કરવાની ફરજ પડી. આ સલાહની રૂએ હોંગકોંગ અંગ્રેજોને સ્વાધીન થયું; અને એમોય, ફુચ્ચું, નીગંપો અને સાંગાહી સાથે અંગ્રેજોને વેપાર ચલાવવા દેવાને પરવાનગી મળી.

## લોર્ડ એલેન્બરોની રાજ્યનીતિ ૧૮૪૨—૧૮૪૪.

લોર્ડ ઓકલાંડની જગાએ ૧૮૪૨ માં લોર્ડ એલેન્બરો ગવર્નર જનરલ ઠર્યો. એ બોર્ડ આવ કન્ટ્રોલ નામની સભાનો ચાર વર્ષ સુધી પ્રમુખ હતો. એની નેમણુંક વખતે અફગાનીસ્તાન સાથની ભયંકર લડાઇનો છેડો આવ્યો નહોતો. અફગાનોએ અંગ્રેજો સાથે દગો રમી કેટલાકોને કેદ કર્યા હતા, તેનું વેર લેવું તથા કેદીઓને છોડવવા એવું નક્કી કરી એણે લશ્કર રવાને કર્યું. એટલામાં અંગ્રેજ કેદીઓએ સલી મહમદ નામના સરદારને લાંચ આપી છુટકો મેળવ્યો; અને શાહસુજા જેને ગાદી અપાવવા માટે લડાઇ સલગી હતી તે જ્યારે અફગાનોથી માર્યો ગયો ત્યારે અંગ્રેજોની ફોજ હિંદુસ્તાનમાં પાછી આવી. આ લડાઇનો અંત આવવાને ઝાઝી વાર લાગી નહીં એટલામાં સિંધ સાથે લડાઇ સળગી. આ ઉપરથી ગવર્નર જનરલે લશ્કર મોકલી તેમનું જોર નરમ પાડી સિંધ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું અને તેનો પેહેલો કમીશનર સર ચાર્લસ નેપીઅર ઠર્યો હતો ઇ૦ સ૦ ૧૮૪૩. વળી આ આરસામાં ગ્વાલીયરની રાજનીતિમાં

એટલો તો સબળો પેઠો હતો કે સુલેહનો ભંગ થવાના ચિન્હ દિસવા માંડ્યાં; માટે સર હ્યુ ઘોઘની સરદારી તળે લશ્કર મોકલી દુશ્મનોનો પરાજય કરી તેમને સલાહ કરવાની ફરજ પાડી. સિંધ તથા ગ્વાલીયર સાથે ગવરનર જનરલે ઉપર પ્રમાણે વર્ત્તણૂક ચલાવી તે કોર્ટ આવ ડાયરેકટરને પસંદ પડી નહીં માટે તેને પાછો બોલાવી લઇ તેની જગાએ સર હેનરી હાર્ડિંજને મોકલ્યો ૧૮૪૪.

## સર હેનરી હાર્ડિંજની રાજ્યનીતિ ૧૮૪૪–૧૮૪૭.

લોર્ડ એલેનબરો પછી સર હેનરી હાર્ડિંજ ગવર્નર જનરલ ઠર્યો ૧૮૪૪. એ એક શૂરો લડાયક તેમજ ડાહાપણવાળો ને ઉદાર રાજદ્વારી માણસ હતો. ડ્યુક આવ વેલીંગટનનો એ મિત્ર હતો અને તેના હાથ તળે રહી ફ્રાન્સની સામે સ્પેનની લઢાઈમાં તેમજ વોટરલુ આગળ લઢ્યો હતો. એણે શીખ લોકો સામે સર હ્યુ ઘોઘને મોકલ્યો અને પોતે પણ ઘોઘના હાથ તળે એક લશ્કરની સરદારી લઇ શીખ સામે લઢ્યો. મુદકી, ફીરોજશાહ, અલીવૉલ અને સોબ્રેઓન આગળ શીખ લોકોની હાર થવાથી મહારાજા પોતે શરણ થયો. સતી થવાનો નિર્દય રીવાજનો એણે કેટલેક દરજ્જે અટકાવ કર્યો હતો; ને એ વેપારને ઉત્તેજન આપતો. એણે નેહેરો, પુલો, રસ્તાઓ વગેરે બાંધવાનું કામ શીખવા સારૂં એક મદ્રેસા સ્થાપી હતી.

## લોર્ડ દેલૌજીની રાજ્યનીતિ ૧૮૪૮–૧૮૫૬.

હેનરી હાર્ડિંજ પછી ૧૮૪૮ માં લોર્ડ દેલૌજી ગવર્નર જનરલ ઠર્યો. એને આવ્યાને ઝાઝા દિવસ વિત્યા નહીં એટલામાં

પંજાબમાં પાછી લડાઈ સળગી ઉઠી. સદુસમ, રામનગર, ચીલીઅનવાલા અને ગૂજરાતની લઢાઈમાં શીખ લોકે હાર ખાધી. એના વખતમાં ૧૮૫૧ માં આખો પંજાબ પ્રાંત જીતી લઈ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો હતો. આ લઢાઈ ચાલતી હતી તેવામાં બ્રહ્મ દેશમાં પાછી લઢાઈ મચી રહી. પણ અંગ્રેજ સરદારોની ફતેહથી દંગ થઈ જઈ ત્યાંના રાજાએ સલાહનું કહેણ મોકલ્યું; અને ૧૮૫૨ માં રંગુન તથા બીજા જીતી લીધેલા પ્રાંતો અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યા. ૧૮૫૩ માં નાગપુરનો રાજા નસંતાન મુઓ, તેથી તે પ્રાંત અંગ્રેજી રાજમાં ભેળી દીધો. અયોધ્યાના રાજમાં લાંબો વખત સુધી અંધેર ચાલતું હતું; ત્યાં હિંદુ અને મુસલમાન વચે ધર્મની બાબતમાં ઝઘડો ઉઠ્યો હતો માટે લોર્ડ દેલોજીએ ૧૮૫૬ માં એ રાજ્ય અંગ્રેજી રાજ સાથે જોડી નાંખી, તેના નવાબને એક ચોક્કસ વર્ષાસણ આપવાનું કબુલ કર્યું. એના વખતમાં મુંબઈમાં લોઢાની સડક બાંધવાનું અને વીજળીના સાંચાનું કામ શરૂ થયું હતું. લોર્ડ દેલૌજી કંપનીના વખતનો છેલ્લો ગવર્નર જનરલ થઈ ગયો. એના વખતમાં રૈયતની સંસારી સ્થિતિ સારી ચાલતી હતી; કેળવણીનો પ્રસાર થવા માંડ્યો હતો; તેમજ ખેતીને વેપારને પુષ્ટી મળે એવા ઉપાયો લેવામાં આવ્યા હતા; અને તાર તથા રેલવેનો હિંદુસ્તાનમાં પ્રવેશ થયો હતો.

## લોર્ડ કેનીંગની રાજ્યનીતિ ૧૮૫૬–૧૮૬૨.

લોર્ડ દેલૌજી પછી લોર્ડ કેનીંગ ૧૮૫૬ માં ગવર્નર જનરલ નિમાયો. એ ઘણો ભણેલ હતો તે સાથે સબુરીવાળો અને દૃઢ વિચારનો હતો. એના વખતમાં સર જેમ્સ ઑટરામના હાથ તળે ઇરાનીઓએ બુશાયર અને કુશાબની લડાઈમાં એવી તો સખત

હાર ખાધી કે ૧૮૫૭ માં ઈરાનના શાહે સલાહ કીધી. આ લડાઈનો અંત આવ્યો નહીં એટલામાં ચીન સાથની લડાઈના સમાચાર ફરી વળ્યા. આ ઉપરથી લોર્ડ કેનીંગે અંગ્રેજી લશ્કર તે તરફ રવાને કર્યું; પણ થોડા વખતમાં ચીનના શાહે સલાહ કરી. ૧૮૫૭ નું વરસ અંગ્રેજોને આ દેશનાં રાજ્યમાં બહુ ખેદકારક થઈ પડ્યું. ઇંગ્લાંડથી આ વેળા આવેલી બંદુકમાં ભરવાની ટોટીઓને ગાયની તથા ડુક્કરની ચરબી લગાડેલી છે એવી વાત ફેલાવાથી બંગાળાનું લશ્કર ફરી બેઠું, અને બંડનો ભભુકો એકદમ સળગી ઉઠ્યો અને સેહેજ વારમાં ચોતરફ ફરી વળ્યો. વળી બાજીરાવનો દત્તક નાના સાહેબને તેના બાપની નેમણુંક મળતી બંધ થઈ હતી ત્યારથી તેના દીલમાં વેરની ધુણી ધુમાયા કરતી હતી તેથી તેણે આ વખતે ક્રૂરપણું કરવામાં બાકી રાખ્યું નહીં. અંગ્રેજ મરદોને તેમજ સ્ત્રી અને બચ્ચાંને નિર્દયપણે એણે મારી નાંખ્યાં. થોડા દીવસ સુધી એઓએ ઘણું જોર માર્યું; પણ જ્યારે અંગ્રેજી લશ્કર ચોમેરથી ફરી વળ્યું, ત્યારે તેઓના હથીયાર સામે તેમનાથી ટકી શકાયું નહીં અને થોડા વખતમાં પાછી સમાધાની થઈ.

## લૉર્ડ એલ્જીનની રાજ્યનીતિ ૧૮૬૨—૧૮૬૩.

લૉર્ડ કેનીંગ પછી લૉર્ડ એલ્જીન ઈ૦ સ૦ ૧૮૬૨ માં ગવર્નર જનરલ નીમાયો. એના વખતમાં મુસલમાની પંથના વાહાબી લોકોએ અફગાનીસ્તાનની સરહદ ઉપરના ડુંગરોમાં વસનારા લોકો સાથે મળી જઈ અંગ્રેજો સામે ભારે હૂલડ મચાવ્યું. આ લોકને નરમ પાડવા અંગ્રેજી ફોજ પહાડી મૂલકમાં પેઠી એટલે ભુતાન તરફની બીજી પહાડી જાત તેમની પક્ષ ખેંચી લઢવા લાગી. પણ અંતે અંગ્રેજી લશ્કરે તેમને નરમ પાડી સરહદ ઉપર લૂટફાટ કરતા બંધ પાડ્યા. એલ્જીન સાહેબ ઈ૦ સ૦ ૧૮૬૩ ના નવેમ્બર માસમાં મરણ પામ્યા.

## સર જાન લારેન્સની રાજ્યનીતિ ૧૮૬૪—૧૮૬૯.

લૉર્ડ એલ્જીન પછી સર જાન લારેન્સ ઈ૦ સ૦ ૧૮૬૪ માં

ગવર્નર જનરલ ઠર્યો. એની રાજ્યનીતિ ભારે શ્રેષ્ઠ હતી. બ્રિટિશ રાજ્યમાં ભાત ભાતના સુધારા કરવામાં તથા રૈયતને સુખ થાય તેવાં કામો કરવામાં એણે લક્ષ લગાડયું. વળી લશ્કરી સિપાઈઓની સ્થિતિ સુધારવાના ઉપાય રચ્યા. તેમને માટે પુસ્તકશાળા તથા કસરતશાળા વગેરે સ્થાપવાને હુકમ કર્યાં. એણે અફગાનીસ્તાનના ઝઘડામાં હાથ ન ઘાલતાં તેમની જોડે સલાહ જાળવી રાખી. એના વખતમાં ઓઢીઆ પ્રાંતમાં વરસાદ નહીં પડવાથી ઈ૦ સ૦ ૧૮૬૬ માં ત્યાં દુકાળ ફેલાયો અને લખો માણસો મરણ પામ્યાં તે ઉપરાંત રૈયત ભારે હેરાન થવા લાગી. આ આફતો દૂર કરવાસારૂં એણે હજારો મૈલનો રેલવે બાંધવા તથા ખેતીવાડીની આબાદી સારૂં નેહેરો ખોદવાના હુકમ કર્યા. એ ઈ૦ સ૦ ૧૮૬૯ માં ઇંગ્લાંડ ગયો ત્યારે એની સારી રાજ્યનીતિ સારૂં એણે ઉમરાવની પદવી મેલવી.

## લૉર્ડ મેયોની રાજ્યનીતિ ૧૮૬૯—૧૮૭૨.

સર જાન લારેન્સ પછી લૉર્ડ મેયો ઈ૦સ૦૧૮૬૯ માં ગવર્નર જનરલ ઠર્યો. એણે કાબુલના અમીર શેરઅલ્લી જોડે ભારે દોસ્તી ભાવ બતાવી એ બે દેશો વચ્ચે સ્નેહ વધાર્યો. એના વખતમાં ઇંગ્લાંડનો શાહજાદો આલ્ફ્રેડ હિંદુસ્તાનમાં આવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૭૨ માં આન્દામાન બેટના કેદીઓની હાલત જોવા ગયો ત્યારે એક દુષ્ટ અફગાન કેદીએ એને મારી નાંખ્યો.

## લૉર્ડ નાર્થ બ્રૂકની રાજ્યનીતિ ૧૮૭૨—૧૮૭૬.

લૉર્ડ મેયોના મરણ પછી ઈ૦ સ૦ ૧૮૭૨ માં લૉર્ડ નાર્થબ્રૂક ગવર્નર જનરલ ઠર્યો. એના વખતમાં ઈ૦ સ૦ ૧૮૭૪ માં વડોદરાના રેસીડેન્ટ કર્નલ ફેયરને ઝેર આપવાનું તોહોમત મલ્હારરાવ ગાયકવાડ

ઉપર આવવાથી ત્રણ યૂરોપીયન અને ત્રણ દેશી ગૃહસ્થો આગળ તેની તપાસ થઈ. આગલાઓએ તેને અપરાધિ ઠરાવ્યો ને પાછલાઓની નજરમાં તેનો ગુનો સાબિત થયો નહીં. પણ લૉર્ડ નાર્થબ્રૂકનો વિચાર આગલા જોડે મળતો આવવાથી મલ્હારરાવને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી ગાયકવાડી કુળના એક બાળક છોકરાને આગલા રાજા ખંડેરાવની વિધવા જમનાબાઈને દત્તક કરી આપી તેને ગાદીએ બેસાડ્યો. વળી ઈ૦ સ૦ ૧૮૭૫ માં મહારાણીના પાટવી કુંવર પ્રિન્સઑફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યા, તેમને રાજા તથા પ્રજાથી ભારે.સન્માન મળ્યું.

## લૉર્ડ લીટનની રાજ્યનીતિ ૧૮૭૬—૧૮૮૦.

લૉર્ડ નાર્થબ્રૂકની પછી લૉર્ડ લીટન ઈ૦ સ૦ ૧૮૭૬ માં ગવર્નર જનરલ થયો. બ્રિટિશ પાર્લેમેંટના વિચારથી તારીખ ૧ લી જાનેવારી ૧૮૭૭ માં દિલ્હીમાં એક ભારે દબદબાવાળી દરબાર ભરી "કૈસરે હિંદ"નો એલકાબ આપણી કૃપાળુ રાણી વિક્ટોરીયાને અર્પણ કીધો. હિંદુસ્તાનમાં આવતા સુતરાઉ કાપડ ઉપરની જકાત એણે કાઢી નાંખી. દેશી ભાષામાં છપાતા વર્ત્તમાન પત્રો, ચોપાનીઆ વગેરે સરકારની નજરમાં આવે ત્યારે બંધ કરવાનો કાયદો ઠરાવ્યો. આફગાનીસ્તાન સાથનો ઝઘડો ઈ૦ સ૦ ૧૮૭૮ માં ઉઠ્યો. આ વખતે ત્યાં અમીર શેરઅલ્લી રાજ કરતો હતો. તેણે રશીયન એલચીને કાબુલમાં ભારે સનમાનથી દાખલ કીધો એવી ખબર થતાં લૉર્ડ લીટને અમીર જોડે નવા કરાર કરવા ઇંગ્રેજ વકીલ મોકલ્યો. અમીરે આ એલચીનું અપમાન કર્યું તેપરથી યુદ્ધ વર્ત્યું.

---

# હિંદુસ્તાનના ઇતિહાસમાં સાલવાર બનેલી લઢાઇઓ.

| વર્ષ. | લડાઇ. | કોણની વચ્ચે. | પરિણામ. (જીતનારા) |
|---|---|---|---|
| ઇ.સ.પૂર્વે | | | |
| ૫૦૦૦ | પાણીપત... ... | પાંડવ–કૌરવ... ... ... | પાંડવ. |
| ૩૨૭ | જેલમ ... ... | શિકંદર–પૌરવ... ... ... | શિકંદર.· |
| ઇ. સ. | | | |
| ૧૦૦૧ | પેશાવર પેહેલી ... | મહમદઘિજની–જેપાળ ... | મહમદ. |
| ૧૦૦૮ | ,, બીજી ... | ” અનંગપાળ... | ” |
| ૧૦૨૪ | શોમનાથ ... | ” ભીમ... ... | ” |
| ૧૧૯૩ | પાણીપત. ... | મહમદ શાહબુદ્દીન–પૃથુરાજ. | પૃથુરાજ. |
| ” | થાનેશ્વર ... ... | ” ” ... | શાહાબુદ્દીન. |
| ૧૫૨૬ | પાણીપત. ... | બાબર–ઈબ્રાહીમ લોદી. ... | બાબર. |
| ૧૫૨૭ | સિકરી. ... ... | ”–રજપૂત (સંગની સરદારી તળે) ... ... | ” |
| ૧૫૪૦ | કનોજ ... ... | શીરશાહ–હુમાયું ... ... | શીરશાહ, |
| ૧૫૫૬ | પાણીપત. ... | બેરામ–હેમુ, શીકંદરસૂર. ... | બેરામ. |
| ૧૬૫૭ | કાશી...... ... | દારા–સુજા ... ...[સીંગ | દારા [ગજેબ. |
| ” | ઉજજણુ ... ... | મોરાદ, ઔરંગજેબ–જસવંત | મોરાદ. ઔરં- |
| ” | આગ્રા ... ... | ઔરંગજેબ–દારા. ... ... | ઔરંગજેબ. |
| ૧૬૫૯ | કજવા. ... ... | ઔરંગજેબ–સુજા. ... ... | ઔરંગજેબ. |
| ૧૬૬૫ | સીંધર ... ... | મોગલ–શીવાજી. ... ... | મોગલ. |
| ૧૭૧૩ | આગ્રા ... ... | જાંહાંદારશાહ–ફરૂખશીયર ... | ફરૂખશીયર |
| ૧૭૨૦ | શાહાપુર... ... | સૈયદ અબદલ્લા–નિઝામ ... | સૈયદ. |

| વર્ષ. | લડાઇ. | કોણની વચ્ચે. | પરિણામ. (જીતનારા) |
|---|---|---|---|
| ૧૭૩૮ | કર્નાલ ... ... | નાદિરશાહ–મોગલ ... ... | નાદિરશાહ. |
| ૧૭૪૧ | એમ્બુર ... ... | મરાઠા–દોસ્તઅલી ... ... | મરાઠા. |
| ૧૭૫૦ | ત્રિચનાપલ્લી ... | નાઝીરજંગ–મુજફ્ફરજંગ. ... | નાશિરજંગ. |
| ૧૭૫૧ | આર્નિ ... ... | કલાઈવ–રાજા સાહેબ. ... | કલાઈવ. |
| ૧૭૫૭ | પ્લાસી ... ... | ”–સુરાજા દઉલ્લા... ... | ” |
| ૧૭૫૮ | કોન્ડોર ... ... | કર્નલ ફૉર્ડ–કાઉન્ટ ડિ લાલી. | કર્નલ ફૉર્ડ. |
| ૧૭૫૯ | વોનડીવાસ ... | કર્નલ કૂટ–લાલી, બુશી ... | કર્નલ કૂટ. |
| ” | ચીન્સુરા ... ... | કલાઇવ, ફૉર્ડ–વલંદા. ... | કલાઈવ. |
| ૧૭૬૧ | પાણીપત. . ... | દુરાની–મરાઠા. ... ... | દુરાની. |
| ૧૭૬૩ | ઘેરીઆ ... ... | કલાઈવ–મીરકાસીમ... ... | કલાઈવ. |
| ૧૭૬૪ | પટણા બક્ષર કોરાહ. [ર. | અંગ્રેજ–મીર કાશીમ, શાહ આલમ, સુજા દઉલા ... | અંગ્રેજ. |
| ૧૭૬૭ | ચંગામાં,એમ્બુર,ટ્રીનોમાલી. | સ્મીથ–હૈદર ... ... ... | ” |
| ૧૭૮૦ | પીરંબોકમ. | કર્નલ બેલી–ટીપુ. ... ... | ટીપુ. |
| ૧૭૮૧ | પોર્ટોનોવો, પોલીલોર, શોલીગર. | સર આયરકૂટ–હૈદર... ... | સર આયરકૂટ. |
| ૧૭૮૨ | તાનજોર ...... | કર્નલ બ્રાથવેથ–ટીપુ... ... | ટીપુ. |
| ” | પનીઆની [ગા. | મેજર એબીંગટન–ટીપુ. ... | એબીંગટન. |
| ૧૭૯૧ | એરીકેરા શીમો- | કોર્નવોલીસ–ટીપુ. ... ... | કોર્ન વોલીસ. |
| ૧૭૯૯ | સીદાસીર. મેલવીલી. સીરીંગાપટમ. | અંગ્રેજ— ,... ... ... | અંગ્રેજ. |
| ૧૮૦૩ | એસે, આરગામ. | જનરલ વેલેસલી–સિંધીયા.... | વેલેસલી. |

| વર્ષ. | લડાઈ. | કોણુની વચ્ચે. | પરિણામ. (જીતનારા) |
|---|---|---|---|
| ૧૮૦૩ | દિલ્હી, આગ્રા લાસવારી, | જનરલ લેક. સિંધીયા ... | લેક. |
| ૧૮૦૪ | મુકુંદ્રાપાસ ... | કર્નલ મરે—હોલકર. ... ... | હોલકર. |
| ,, | દિલ્હી, દીગ, ફરક્કાબાદ. | અંગ્રેજ ... ,, ... ... | અંગ્રેજ. |
| ૧૮૧૫ | મલૂન ......... | અંગ્રેજ—ગૂરખા. ... ... | અંગ્રેજ. |
| ૧૮૧૬ | મકવાનપૂર ... | ઓકટરલોની—નેપાલ.. ... | ,, |
| ૧૮૧૭ | ખડકી ...... | એલફીન્સ્ટન—પેશવા... ... | ,, |
| ,, | સીતાબુલ્દી હિલ્સ, નાગપૂર | અંગ્રેજ—આપા સાહેબ ... | ,, |
| ,, | જબલપૂર. ... | અંગ્રેજ—આપા સાહેબ. ... | ,, |
| ,, | મહીદપૂર. ... | ટામસ હીસલાપ—હોલ્કર ... | ,, |
| ,, | કોરગામ. ... | અંગ્રેજ—પેશવા. ... ... | ,, |
| ૧૮૧૮ | આષ્ટી. ... | ,, ,, ... ... | ,, |
| ૧૮૨૫ | પ્રોમ. પેધામ. | કેમ્પબેલ—બરમી. ... ... | અંગ્રેજ. |
|  |  |  | ,, |
| ૧૮૪૦ | પરવાન... ... | સર રોબર્ટસેલ—દોસ્ત મહમદ. | ,, |
| ૧૮૪૨ | ટીઝીનપાસ. ... | પોલોક—અકબરખાં... ... |  |
| ,, | નોની, કંદહાર નાઈદન, | કેપ્ટન નોટ—સમસુદીન. ... | ,, |
| ૧૮૪૩ | મીઆની, હૈદ્રાબાદ, દબા | ચાર્લસ નેપીઅર—સિંધના અમીરો. ... ... ... | ,, |
| ,, | મહારાજપૂર, પનેર. | સર હ્યુ ઘોઘ—મરાઠા... ... | ,, |
| ૧૮૪૫ | મુડકી. ફીરોઝશાહ. | ,, —લાલસીંગ. ... | ,, |

| વર્ષ. | લડાઈ. | કોણની વચ્ચે. | પરિણામ. (જીતનારા) |
|---|---|---|---|
| ૧૮૪૫ | આલીવાલ. ... | સર હ્યુ ઘોઘ-લાલસીંગ. ... | અંગ્રેજ |
| ૧૮૪૬ | સોબ્રેઓન. બંદોવાલ. | સર હેરી સ્મીથ-ગુલાબસીંગ. | ગુલાબસીંગ |
| ૧૮૪૯ | સદુસેમ... | એડવર્ડીસ-શીખલોકો. ... | એડવર્ડીસ. |
| ” | રામનગર. ચિલીયનવાલા | લાર્ડ ઘોઘ-શેહેર સિંગ. ... | લોર્ડ ઘોઘ. |
| ” | ગુજરાત. ... | ” ” ... | ” |
| ૧૮૫૨ | રંગુન... ... પેગુ... ... | અંગ્રેજ-બ્રહ્મી. ... ... | અંગ્રેજ. |

## પેશવા.

બાબાજી વિશ્વનાથ... ... ... ... ... ૧૭૧૪—૧૭૨૦

બાજીરાવ પેહેલો..... ... ... ... ... ૧૭૨૦—૧૭૪૦

બાલાજી બાજીરાવ... ... ... ... ... ૧૭૪૦—૧૭૬૧

માધવરાવ ... ... ... ... ... ... ૧૭૬૧—૧૭૭૨

નારાયણરાવ—....... ... ... ... ... ૧૭૭૨—૧૭૭૩

માધવરાવ નારાયણ... ... ... ... ... ૧૭૭૩—૧૭૯૫

બાજીરાવ બીજો. ... ... ... ... ... ૧૭૯૫—૧૮૧૮

## રાજાઓની વંશાવળી.

## ધિઝની વંશ ૧૦૦૧—૧૧૮૪

મહમદ ધિઝની....... ... ... ... ... ૧૦૦૧—૩૦

## ઘોર વંશ ૧૧૮૪—૧૨૦૬

શાહબુદ્દીન ઘોરી ... ... ... ... ... ૧૧૮૪—૧૨૦૫

## ગૂલામી વંશ ૧૨૦૬—૯૦

| | |
|---|---|
| કુતબુદ્દીન | ૧૨૦૬—૧૦ |
| આરામ | ૧૨૧૦—૧૦ |
| આલ્તમસ | ૧૨૧૦—૩૫ |
| રૂકનુદ્દીન | ૧૨૩૫—૩૬ |
| રજીઆ બેગમ | ૧૨૩૬—૩૯ |
| બેરામ | ૧૨૩૯—૪૧ |
| મસુદ | ૧૨૪૧—૪૬ |
| નાસિરૂદ્દીન મહમદ | ૧૨૪૬—૬૫ |
| ગ્યાસુદ્દીન બલબન | ૧૨૬૫—૮૭ |
| કૈકુબાદ | ૧૨૮૭—૯૦ |

## ખિલજી વંશ ૧૨૯૦—૧૩૨૦

| | |
|---|---|
| જલાલુદ્દીન ખિલજી | ૧૨૯૦—૯૫ |
| અલાઊદ્દીન | ૧૨૯૫—૧૩૧૫ |
| ઉમર | ૧૩૧૫—૧૬ |
| મુબારેક | ૧૩૧૬—૨૦ |
| ખુશરૂ | ૧૩૨૦—૨૦ |

## તઘલખ વંશ ૧૩૨૦—૧૪૧૨

| | |
|---|---|
| ઘાજીખાં તઘલખ | ૧૩૨૦—૨૫ |
| મહમદ તઘલખ | ૧૩૨૫—૫૧ |
| ફિરોજશાહ | ૧૩૫૧—૮૮ |
| ગ્યાસુદ્દીન બીજો | ૧૩૮૮—૮૯ |
| અબુબકર | ૧૩૮૯—૮૯ |

નાસિરૂદ્દીન...... ... ... ... ... ... ૧૩૮૯—૯૨
સિકંદર... ... ... ... ... ... ... ૧૩૯૨—૯૨
મહમદ બીજો... ... ... ... ... ... ૧૩૯૨—૧૪૧૨

## સૈયદ વંશ ૧૪૧૪—૧૪૫૦

સૈયદ ખીજરખાં ... ... ... ... ... ૧૪૧૪—૨૧
સૈયદ મુબારક... ... ... ... ... ... ૧૪૨૧—૩૩
સૈયદ મહમદ.... ... ... ... ... ... ૧૪૩૩—૪૩
સૈયદ આલમ... ... ... ... ... ... ૧૪૪૩—૫૦

## લોદી વંશ ૧૪૫૦—૧૫૨૬

બહલોલ લોદી.. ... ... ... ... ... ૧૪૫૦—૮૮
સિકંદર લોદી... ... ... ... ... ... ૧૪૮૮—૧૫૧૭
ઇબ્રાહીમ લોદી.. ... ... ... ... ... ૧૫૧૭—૨૬

## મોગલ વંશ ૧૫૨૬—૧૫૪૦—૧૫૫૫—૧૮૫૭.

બાબર. ... ... ... ... ... ... ૧૫૨૬—૩૦
હુમાયું. ... ... ... ૧૫૩૦—૪૦ ને ૧૫૫૫—૫૬

## અફગાન વંશ ૧૫૪૦—૫૫.

શીરશાહ. ... ... ... ... ... ... ૧૫૪૦—૪૫
સલીમશાહ. ... ... ... ... ... ૧૫૪૫—૫૩
ફિરોઝ. ... ... ... ... ... ... ૧૫૫૩—૫૩
મહમદ આદિલશાહ. ... ... ... ... ૧૫૫૩—૫૫
સિકંદર શૂર... ... ... ... ... ... ૧૫૫૫—૫૫

# મોગલ વંશ ૧૫૫૬—૧૮૫૭.

| | |
|---|---|
| અકબર. ... ... ... ... ... | ૧૫૫૬—૧૬૦૫ |
| જહાંગીર. ... ... ... ... ... | ૧૬૦૫—૨૭ |
| શાહજાંહાં. ... ... ... ... ... | ૧૬૨૭—૫૮ |
| ઔરંગઝેબ અથવા આલમગીર પેહેલો... | ૧૬૫૮—૧૭૦૭ |
| શાહઆલમ... ... ... ... ... ... | ૧૭૦૭—૧૨ |
| જાંહાંદારશાહ... ... ... ... ... ... | ૧૭૧૨—૧૩ |
| ફરૂકશીયર. ... ... ... ... ... ... | ૧૭૧૩—૧૯ |
| મહમદશાહ ... ... ... ... ... ... | ૧૭૧૯—૪૮ |

